# અનુક્રમ

# દ્યૂતપ્રતિષ્ઠા

કાળ બળવાન છે. કાળના બદલાવા સાથે અનેક પ્રકારનાં મૂલ્ય-પરિવર્તનો થાય છે. એક કાળે રશિયા ધર્મપરાયણ મનાતું અને ઈશ્વરી તત્ત્વને સ્વીકારતું. આજે ત્યાં અનીશ્વરવાદની પ્રતિષ્ઠા થઇ છે અને ધર્મસંસ્થાનો એ દેશમાથી બહિષ્કાર કરવામાં આવ્યો છે. એક વખત યજ્ઞક્રિયા જ આર્યાવર્તમાં ધર્મસાધન મનાતું અને યજ્ઞનિમિત્તે અનેક પશુઓનાં બલિદાન દેવાતાં. આજે યજ્ઞ અપ્રતિષ્ઠિત બનેલ છે અને ધાર્મિક જીવનની કલ્પનામાં ઘણું પરિવર્તન થયું છે. એક વખત સતીની પ્રથા ધાર્મિક ગણાતી, આજે એ નિન્દનીય બની છે. ખાનપાનના ઇતિહાસમાં પણ આવાં અનેક મૂલ્યપરિવર્તન થયાં છે. એક વખત જ્યાં માંસાહાર અને મદિરાપાન સમાજસંમત હતાં ત્યાં આજે માસાહાર અને મદિરાપાન નિષિધ્ધ બન્યાં છે. દ્યૂતવિષયમા પણ પૂર્વકાળના લોક-વલણમાં અને આજના લોકવલણમાં મહત્ત્વનો ફરક નજરે પડે છે. દ્યૂતનું વ્યસન કંઈ કાળથી લોકજીવનને વળગેલું છે. જ્યાં માણસ છે, મિલકત છે અને શ્રમ વિના શ્રીમાન બનવાની વૃત્તિ છે ત્યા દ્યૂત અનિવાર્ય છે. નળરાજા જુગારમાં રાજ્ય હારી ગયો હતો, પાંચ પાંડવોએ જુગારમાં સર્વ કાંઇ ગુમાવ્યું હતુ. આ પુરાણપ્રસિધ્ધ દષ્ટાંતો દ્યૂતની પુરાતનતા સિધ્ધ કરવા માટે પૂરતા છે.

આમ દ્યત પુરાતન કાળથી પ્રચલિત હોવા છતાં એ દ્યૂતને સમાજમા કદી પ્રતિષ્ઠિત સ્થાન નહોતું મળ્યું., દ્યૂતની કોઇ ઠેકાણે પ્રશસ્તિ જોવામાં આવતી નથી, તેમ જ જુગારી સન્માન પામ્યો સાંભળ્યો નથી. દ્યૂતની હંમેશાં શાસ્ત્રકારો અને સ્મૃતિકારો, ધર્મોપદેશકો અને નીતિશાસ્ત્રવેત્તાઓ

નિન્દા જ કરતા આવ્યા છે અને લોકોને તેથી ચેતાવતા આવ્યા છે. જૈન ધર્મમા સાત પ્રકારના વ્યસનથી સદા દૂર રહેવા ફરમાવવામાં આવ્યું છે, તે સાત વ્યસનમાં એક દ્યૂતવ્યસન છે. જેમ સમાજમા કોઇ ઊંચી જ્ઞાતિનો માણસ દારૂ પીતો તો છૂપી રીતે અને શરમાઇને પીતો તેમ જ કોઇ દ્યૂત રમતું તો શરમાઇને અને છૂપી રીતે જ રમતું.

વર્તમાન સમાજમાં દ્યૂતનું વ્યસન જુદી રીતે અને જુદા માર્ગે પ્રવેશ કરે છે. આજે ચોતરફ જુદી જુદી ચીજોનો ચાલી રહેલો સટ્ટો આવો એક પ્રકાર લાગે છે વિજ્ઞાનની નવી શોધો, તાર, ટપાલ તેમજ ટેલીફોનની સગવડો, આન્તરરાષ્ટ્રિય વ્યાપારની ખિલવણી, એક દેશમાં બનતી કે ઉગતી ચીજોની અન્ય દેશમા મોટા પ્રમાણમા આયાત કે નિકાસ, જુદી જુદી ચીજો તેમ જ સોનારૂપાના ભાવોનું પરસ્પરાવલંબી-પણું: આ બધા તત્ત્વોએ દેશદેશના વ્યાપારોને જેમ ખૂબ વધાર્યા છે તેમ જુદી જુદી ચીજોના સટ્ટાને પણ ખૂબ ઉત્તેજન આપ્યું છે. ચીજોના ભાવની અનિશ્ચિતતાનું તત્ત્વ વ્યાપાર અને સટ્ટામા સમાન છે. વધારે ભાવ મળવાની આશાએ કોઇ પણ વસ્તુ ખરીદવી અને સંગ્રહવી એ વ્યાપારનું તત્ત્વ છે. આવી જ રીતે આગળ ઉપર ભાવ ઘટશે એવી ગણતરી ઉપર અમુક મુદ્દત બાદ અમુક માલ પૂરો પાડવાનો સોદો કરવો અને તે મુદત વીત્યે ભાવો વધ્યા હોય તો તેટલી નુકશાની ખાઇને વખતસર માલ પૂરો પાડવો એ પણ વ્યાપારના અંગમાં સમાયેલું છે. સટ્ટામા પણ આ જ તત્ત્વ રહેલું છે. પણ ફરક માત્ર એટલો જ કે વ્યાપારમા ખરીદેલો માલ નાણા આપીને ઘરમાં લાવવાનો હોય છે અને વેચેલા માલની પણ લેનારને ડિલિવરી આપવાની હોય છે; જ્યારે સટ્ટામાં કોઇ પણ સંજોગોમા નાણાં ભરીને માલ રીતસર પૂરો પાડવાની વાત હોતી નથી. સટ્ટાની અંદર ગાળેગાળે ચાલુ ભાવ મુજબ ઊભા સોદા ખલાસ કરીને નફાનુકસાનીનો તફાવત જ ભરવાનો હોય છે. આને લીધે સટ્ટો કરનારને ખરીદેલ માલનાં નાણાં ભરવાની તાકાતનો વિચાર કરવાનો રહેતો જ નથી. તે હંમેશાં અમુક ભાવ વધ્યેઘટ્યે નુકસાની ભરવાની

તાકાતનો જ વિચાર કરતો રહે છે. પણ આ વાત આટલેથી જ અટકતી નથી. આજની ચિત્રવિચિત્ર આન્તરરાષ્ટ્રિય પરિસ્થિતિ અને આસપાસની અસ્થિર રાજકીય અને આર્થિક હવાના પરિણામે સટ્ટાની ચીજોના ભાવોમાં મોટી વધઘટ ચાલ્યા જ કરે છે અને એ ભાવોની ગણતરીમા ગમે એવા મોટા નિષ્ણાતો પણ ભારે છક્કડ ખાતા જ આવે છે, બીજું સટ્ટો કરનાર જલદી શ્રીમંત બનવાની ઘેલછામા કોઇ પણ સંયોગોમા ચોક્કસ નુકસાની ભરવાને લગતી પોતાની જે તાકાત હોય તેની મર્યાદાની અંદર રહી શકતો જ નથી. ઘણી વખત મોટી ઊથલપાથલમા નુકસાનીનું જલદી માપ આવતું નથી અને કાંઇક વિચાર અને ગણતરી કરી કાપવા જાય ત્યા તો ધારેલી નુકસાની કદી કદી દોઢી બમણી કે તેથી વધારે આવી બેસે છે કશો પણ શ્રમ કરવો નહિ અને કેવળ અકસ્માત્ ઉપર દ્રવ્યની હારજીત કરવી એ આ દ્યૂતની મોટામા મોટી ખાસિયત છે વ્યાપાર એટલે માલની વાસ્તવિક લેવડદેવડ, સટ્ટો એટલે માલની કાલ્પનિક લેવડદેવડ બન્ને પ્રવૃત્તિઓને આસપાસની પરિસ્થિતિની ગણતરી સાથે ચોક્કસ સંબંધ છે સટ્ટો એ આજની મૂડીવાદી પધ્ધતિ (capitalism) અને વ્યાપારરચનાનુ સ્વાભાવિક પરિણામ છે અને તેથી સટ્ટાની પ્રવૃત્તિ કેવળ અકસ્માતો ઉપર જ નિર્ભર છે અને તેને કોઇ પણ પ્રકારની ગણતરીઓ સાથે કશો સંબંધ છે જ નહિ એમ કહેવુ કદાચ વધારે પડતું ગણાય એમ છતાં પણ સટ્ટાનુ સમગ્ર સ્વરૂપ જોતાં કોઇને પણ માલૂમ પડશે કે સટ્ટાની ચીજોના ભાવોના નિર્માણમા અકસ્માતો જ ઘણો મોટો ભાગ ભજવે છે અને સટ્ટાના ખેલાડીઓ પણ અકસ્માતોની જ રાહ જોયા કરતા હોય છે અને ઘડીમા ગરીબી અને ઘડીમા તવંગરપણું એ જ સટ્ટાની સામાન્ય લીલા છે આ રીતે સટ્ટો કરનારમા દ્યૂતમાનસ જ ખીલતું જાય છે અને મોટા અકસ્માતો સાથે પોતાની મિલકતમા ભરતીઓટ થાય તેમા જ તેને મજા પડે છે. આજથી ત્રીસ ચાળીસ વર્ષ ઉપર આવો સટ્ટો ખેલનારા માટે આપણા સમાજમા પ્રતિષ્ઠાભર્યું સ્થાન નહોતું. 'એ ભાઇ બીજી

રીતે તો ઠીક, પણ સટોડિયો છે; એને કન્યા કોણ આપે ?' એમ એ કાળમાં જ્યાં ત્યાં બોલાતું. આજે એ અપ્રતિષ્ઠા લય પામી છે અને સટ્ટો કરનાર જ્યાં ત્યાં સન્માનાય છે અને વ્યાખ્યાનશાળામાં સાધુઓ પણ તેમને આગળ બોલાવીને બેસાડે છે. શ્રાવકને ત્યાં ધન હોય, વૈભવ હોય, એનો કાંઇ ધર્મશાસ્ત્રોમાં અનાદર નથી, પણ કોણ ગૃહસ્થ શ્રાવક આદરયોગ્ય અને કોણ અનાદરયોગ્ય એ વિષે એક સાચું અને પ્રમાણભૂત ધોરણ શાસ્ત્રકારોએ આપણી સમક્ષ રજૂ કર્યું છે. જે ગૃહસ્થનો વૈભવ ન્યાયસંપન્ન હોય, જેની પાછળ પ્રામાણિકતા અને પરસેવો હોય, જેની પ્રાપ્તિમા દ્યૂતનું ઝેર ભળેલું ન હોય–તે ગૃહસ્થ, તેની ગૃહસ્થાઇ આદરયોગ્ય. સટ્ટાથી મળતી લક્ષ્મી ન્યાયસંપન્ન છે કે નહિ તે વિષે ધર્માધર્મનો વિવેક કરનાર પાસે બીજો મત હોઇ શકે જ નહિ.

આ તો સટ્ટાની વાત થઇ સટ્ટા માટે એમ પણ કહી શકાય કે સટ્ટાની પ્રવૃત્તિ કેવળ દ્યૂત નથી પણ તેમા વ્યાપારનું તત્ત્વ અમુક રીતે જોડાયેલું હોઇને તે વ્યાપારમિશ્રિત દ્યૂત છે. કેટલાક લોકોની ચાલુ પ્રવૃત્તિ વ્યાપારની જ હોય છે પણ કોઇ મોટા ફેરફારને પ્રસંગે એ જ વ્યાપારી બુધ્ધિ તેમને સટ્ટા તરફ ખેંચી જાય છે અને કદી કદી તે તેમાથી ઠીક લાભ પણ ઉઠાવે છે. આજની સમાજવ્યવસ્થામાં ફેરફાર ન થાય ત્યા સુધી સટ્ટો અનિવાર્ય રહેવાનો તેની વિરુધ્ધ બોલ્યા કરવાથી તે એકદમ અટકી શકે તેમ નથી એ બરાબર છે આમ છતાં પણ આજે સટ્ટાને અંગે અનેકના જીવનની બરબાદી થઇ રહી છે તેથી સટ્ટાની પ્રવૃત્તિ ઉપર સખતમા સખત અંકુશો મૂકવાની ભારે જરૂર ઊભી થઇ છે. સટ્ટામાં આર્થિક દૃષ્ટિએ કોઇ ગુમાવે છે તો કોઇ કમાય છે પણ ખરો, પણ નૈતિક દૃષ્ટિએ કમાનાર અને ગુમાવનાર બન્ને અધઃપતનને માર્ગે સરતા જાય છે. પહેલું તો મહેનત કર્યા સિવાય અને ઉદ્યોગ કે વ્યાપારની જહેમત ઉઠાવ્યા સિવાય દ્રવ્ય મેળવવાની વૃત્તિ રાખવી એ જ અનૈતિક છે; બીજું દ્રવ્યની અણધારી ભરતી માણસને અનેક દુર્વ્યસનો તરફ સાધારણ રીતે ખેંચ્યા વિના રહેતી નથી; ત્રીજું ચાલુ ખોટ આવવા માંડતાં

સેણદારોને નવરાવીને પોતાનું ઘર સાજું રાખવાની વૃત્તિથી કોઈ પણ સટોડિયો મુક્ત હોતો જ નથી; ચોથું ઘરના આવા વાતાવરણમાં ઊછરતી સંતતિ ઉપર ભારે ઘાતક અસર થાય છે. સટ્ટો કરવા છતાં જે ધર્મ-નિયમ, ઉપનિયમ, શિસ્ત અને સાદાઈ પૂર્વ સંસ્કારના બળે માબાપોના જીવનમાં કદાચ ઓછાંવત્તાં જળવાઈ રહેવા પામ્યાં છે તેની છાયા જુદા જ વાતાવરણમાં મોટાં થતાં બાળકો ઉપર લાંબો વખત ટકી શકતી જ નથી આમ છતાં આજે તો સર્વત્ર સટ્ટાનુ જ પ્રભુત્વ દેખાય છે.

આપણા સમાજમાં પ્રવેશતા દ્યૂતનો આ એક પ્રકાર છે. બીજો પ્રકાર ઘોડદોડની શરતોમાં છે. આમાં તો વ્યાપારનું કશુંયે તત્ત્વ શોધ્યું જડતુ નથી; કેવળ અકસ્માત ઉપર જ નાણાંની હેરફેર થયા કરે છે. આ ઘોડદોડની શરતોમાં પણ સમાજનો શિષ્ટ અને શ્રીમાન ગણાતો ઘણો મોટો વર્ગ ભાગ લે છે. બાપ અને દીકરો, ધણી અને ધણિયાણી, શેઠ અને નોકરઃ સૌ કોઈ આ જલસા તરફ દોડે છે અને કોઈ જુદી જ મજા માણતાં દેખાય છે. આ શરતના હવસમાં અનેક માણસો પાય-માલ થાય છે એમ છતાં આ સંસ્થાને સૌથી મોટો ટેકો સરકારનો છે. ગવર્નરો અને વાઇસરોયો પોતાની માનવંતી હાજરીથી આ સંસ્થાને અને આ પ્રવૃત્તિને મોટો મોભો આપે છે. આ ઘોડદોડ તવંગરો તેમ જ ગરીબોને ધનના ભારથી હળવા કરે છે. ઉપર વર્ણવેલ સટ્ટાને અને આ ઘોડદોડની શરતને સીધો સંબંધ નથી. એમ છતાં સટ્ટાનો ખેલનાર ઘણુંખરું ઘોડદોડની શરતોમાં નજરે પડ્યા વિના રહેતો નથી દ્યૂતવૃત્તિ સંતોષવાની અને બે ઘડી મોજમજાહ અને ફૂટડાં માણસો નિહાળવાની તક આજનો સટોડિયો ભાગ્યે જ જતી કરે છે.

દ્યૂતની ખરી શિક્ષણશાળા આજની ક્લબો છે. ક્લબો નિર્દોષ આનંદ-વિહારનાં સ્થળો બનવી જોઈએ કે જ્યાં માણસ આખા દિવસના કામ-કાજના ભારથી છૂટો થઈને બેચાર ઘડી રમતગમતમાં ગાળે અને પ્રફુલ્લ બનીને ઘરમાં રાહ જોતાં સ્ત્રીબાળકોને મળે. શહેરના અતિ ઉદ્યોગઘન જીવનમાં આવી ક્લબોની ઉપયોગિતા સ્વીકાર્યા સિવાય ચાલે જ નહિ:

પણ આવી ક્લબોના આનંદવિહાર આજે કેવળ નિર્દોષ રહ્યા નથી. ત્યાં જઇને એવુ પણ માણસ ઘણું શીખે છે કે જેની સમગ્ર જીવન ઉપર માઠી અસર નીપજ્યા વિના રહેતી નથી કોઇ કોઇ ક્લબો ત્યાં જનાર-આવનાર સભ્યોને માસાહાર કે મદિરાપાન ભણી ખેંચી જાય છે ક્લબમાં જનારા સિગારેટના વ્યસનથી ભાગ્યે જ મુક્ત હોય છે. આ ઉપરાત ક્લબોમા રમાતી ગંજીપાની રમત સાથે જુગાર ઘણુખરું જોડાયેલો જ હોય છે ઘણાયે માણસો નાનપણમાં ગંજીપાની રમતો રમ્યા હશે, પણ એ રમતોને રસમય બનાવવા માટે દ્રવ્યની કાંઇ ને કાઇ હોડ હોવાની આવશ્યકતા કદી કોઇને પણ ભાસી નહિ હોય. પણ આજે પશ્ચિમે–યુરોપની સભ્યતાએ–આપણા ગળે વળગાડી દીધું છે કે ' સ્ટેઇક ' વિના–હોડ વિના–પાના રમવામાં કદી મજા આવે જ નહિ યુરોપઅમેરિકાના પ્રવાસે જઇ આવેલા અનેક શ્રીમાન, વિદ્વાન યુવાનો પણ આ અનુભવનું સમર્થન કરે છે અને આજની અહીંની ક્લબોમા ટેબલેટેબલે પાનાંની રમત સાથે જુગાર ખેલાય છે. કોઇ ગલીને નાકે કે રસ્તાને ખૂણે બેચાર રખડતા માણસો દૂડીતીડી ઉપર પૈસાબેપૈસાનો ખેલ ખેલે છે તો પોલિસ તેને પકડી જાય છે, જ્યારે ક્લબોમા ઉઘાડે છોગે હજારો રૂપિયાની હારજીત થાય છે અને ત્યા કોઇ કોઇનું નામ સરખું લેતું નથી. આવી રમતનો અનભિજ્ઞ અથવા તો રમત સાથે જુગાર ખેલવાનો અણગમો દાખવનાર આવી ક્લબોમા જઇ ચઢે તો ભુઠથલ જેવો અને ચૌદમી સદીના કોઇ માનવી જેવો લાગે છે આવી ક્લબોમા બાપ અને દીકરો કે ભાઇભાઇ સાથે મળીને કે જુદા જુદા સ્થાને ગોઠવાઇને પાના રમતાં હોય છે અને કોણ કેટલુ જીત્યુ કે કોણે કેટલું ખોયુ તેની ગૌરવ અને રસપૂર્વક વાતો કરતા હોય છે સાધારણ રીતે પાનાની રમતોમા ' સ્ટેઇક ' નાની હોય છે, તેથી તેવી રમતોના આર્થિક પરિણામો બહુ જ હળવા હોય છે, અને ચાલુ સ્થિતિમા તે કશો મહત્ત્વનો ફરક પાડતા હોતા નથી, પણ તે કારણને લીધે જ દ્યૂતની પ્રાથમિક દીક્ષા આવી ક્લબોમાંથી જ સાધારણ-રીતે માણસો મેળવે છે કોઇ પણ અવગુણ કે દુર્વ્યસનનો પ્રારંભ એટલો

બધો નિર્દોષ અને પરિણામશૂન્ય લાગે છે કે તેમાં નવા દીક્ષિત થનારને ભાવી પરિણામોની કશી કલ્પના જ આવી શકતી નથી.

આવી રીતે દ્યૂતને આપણા ચાલુ જીવનમાં વધારે ને વધારે વ્યાપ્ત બનતું દેખું છુ અને આપણા મનમા જે દ્યૂતવિરોધી સજ્જડ ખ્યાલો નાનપણથી જડ ઘાલીને બેઠા છે તેના ઔચિત્યઅનૌચિત્ય વિષે મનમાં બે ઘડી શંકા આવે છે કારણ કે ઉપર વર્ણવેલા દ્યૂતના કોઇ ને કોઇ પ્રકારમા શાણા, સમજુ તેમ જ ધર્મપરાયણ ગણાતા અનેક માનવીઓ આજે રસપૂર્વક સામેલ થઇ રહ્યા દૃષ્ટિગોચર થાય છે. સંભવ છે કે મારા જેવા જૂની ઘરેડમાં ઊછરેલાને દ્યૂતનું વર્તમાન સમ્યક્ત્વ યોગ્ય આકારમાં નજરે પડતું ન હોય આ લેખ ઉપર વર્ણવેલા દ્યૂતને કે દ્યૂતમાં ભાગ લેનારાઓને કેવળ વખોડી કાઢવાના આશયથી લખાયો નથી, પણ આજની પરિવર્તન પામતી સમાજઘટનામાં એક કાળે અતિ નિન્દિત અને તિરસ્કૃત દ્યૂતનું શું સ્થાન છે તે તરફ સમાજવિવેચકોનું ધ્યાન ખેંચવાના હેતુથી આટલું લાબું વિવરણ કર્યું છે જો દ્યૂત સર્વકાળ માટે નિન્દનીય અને તિરસ્કરણીય હોય અને જો દ્યૂતના માનસનો કોઇ પણ આવિર્ભાવ સમાજને આખરે ઊંચે લઇ જવાને બદલે નીચે જ પાડે છે એ મન્તવ્ય આજે પણ એટલું જ સાચું હોય તો સમાજ-વિચારકો પાસે આજની દ્યૂતવિષયક પરિસ્થિતિ ગંભીર વિચાર માગી લે છે અને જીવનના જે જે વિભાગમા દ્યૂત પ્રવેશવા પામ્યું હોય ત્યાંથી તેનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન હાથ ધરવાની જરૂર ખાસ ઊભી થઇ છે. જો જૈન સમાજની આજની જાહોજલાલી ઉપર જણાવ્યું તેમ સટ્ટા જેવા એક પ્રકારના દ્યૂતને મોટે ભાગે આભારી છે એમ આજના અગ્રગણ્ય શ્રીમાનોની વ્યાપારપ્રવૃત્તિ જોતા કોઇને પણ કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી તે જૈનસમાજના સૂત્રધારો અને સમયદર્શી સાધુઓએ પણ આજની આ પરિસ્થિતિ ઉપર ગંભીર વિચાર કરીને સામાન્ય જનતાને દ્યૂતવિમુખ બનાવવાની અને શુધ્ધ અને સમાજઆરોગ્યને પોષક વ્યાપારઉદ્યોગના માર્ગે વાળવાની એટલી જ આવશ્યકતા ઊભી થઇ છે.

---

૩૧–૧૨–૩૯

## વર્ણસંકર

પરસ્પર બે ભિન્ન તત્ત્વોના મિશ્રણના પરિણામને વર્ણસંકર કહેવામાં આવે છે. દાખલા તરીકે ઘોડા અને ગધેડાના સંબંધથી ઉત્પન્ન થયેલ ખચ્ચરની જાતિને વર્ણસંકર તરીકે ઓળખવામાં આવે છે. આપણા દેશમા યુરેઝિયન ક્રિશ્ચિયન પ્રજા પણ આવી જ છે. ખવાસની જાતિ પણ ક્ષત્રીય અને શૂદ્રના સંયોગનું પરિણામ મનાય છે. આપણામાં વર્ણસંકર પ્રજા માટે સાધારણ રીતે બહુ હલકો અભિપ્રાય ધરવામાં આવે છે. આપણે એમ માનીએ છીએ કે વર્ણસંકર પ્રજામાં ઘણુંખરું મૂળ વર્ણની ત્રુટીઓ અને વિચિત્રતાઓ જ પ્રગટ થાય છે અને પ્રત્યેક વર્ણના વિશિષ્ટ ગુણો નાશ પામે છે. આ જ કારણે હિન્દુસમાજશાસ્ત્રોમા વર્ણવ્યવસ્થા ઉપર બહુ જ ભાર મૂકવામાં આવ્યો છે, અને વર્ણાન્તર લગ્નનો જ્યાં-ત્યાં નિષેધ કરવામા આવ્યો છે; કારણ કે તેથી વર્ણોના વિશિષ્ટ રૂપ અને ગુણ ઉભયની હાનિ થતી માનવામાં આવે છે. આ જ દલીલ ધ્યાનમાં રાખીને ભગવદ્દગીતામા અર્જુન કૃષ્ણને યુધ્ધ કરવાની ના કહે છે; કારણ કે મહાયુધ્ધના પરિણામે ક્ષત્રીય પુરુષવર્ગનો નાશ થાય અને ક્ષત્રીય સ્ત્રીઓને વર્ણાન્તર લગ્ન કરવાની ફરજ પડે, જેથી આખી પ્રજા વર્ણસંકર બની અંતે વિનાશને પામે.

વર્ણસંકરની આપણી કલ્પના બહુ સંકુચિત હોવાને લીધે આપણે બીજા અનેક પ્રકારના વર્ણસંકરને ઓળખી કે સમજી જ શકતા નથી, અને તેથી વર્ણરક્ષાની આટલી બધી ચિન્તા ધરવા છતા આપણા આખા જીવનમાં અનેક પ્રકારના વર્ણમિશ્રણો થઇ જ રહ્યાં છે. વર્ણની રક્ષા

માત્ર જન્મશુધ્ધિ ઉપર આધાર રાખતી નથી, પણ જન્મ બાદ આજીવન વર્ણોચિત પ્રવૃત્તિઓના જ સ્વીકારની અને તેથી અન્ય પ્રકારની પ્રવૃત્તિઓનાં ત્યાગની પણ એટલી જ અપેક્ષા રાખે છે. બ્રાહ્મણ વેદાભ્યાસ કરવા-કરાવવાનું છોડી દઈને લશ્કરમાં દાખલ થાય અથવા તો ખેતી કરવા માંડે તો તે ગમે તેટલા ઊંચા અને પવિત્ર કુળનો હોવા છતાં વર્ણભેદ કરે છે એમ કહી શકાય. વૈશ્ય વ્યાપાર કે ખેતી છોડી દઈને કોઈ કોલેજનો પ્રોફેસર બને તો તેની ઉપર પણ વર્ણભેદનો આક્ષેપ લાગુ કરી શકાય; કોઈ ક્ષત્રીય મોટી વ્યાપારની પેઢી માંડે તો તેનું ક્ષત્રીયત્વ પણ ધીમે ધીમે ઘસાતું જ જાય

આજે આપણે ચર્ચા કરવી છે તે આપણી પ્રકૃતિમાં રહેલા તેવા જ અન્ય પ્રકારના વર્ણસંકરને લગતી છે આપણે જાતિથી વૈશ્ય છીએ અને ધર્મથી જૈન છીએ. વૈશ્યત્વ અને જૈનત્વની ભાવનાઓ જેટલે અંશે પરસ્પર વિરોધી છે તેટલા અંશે આપણા ચાલુ જીવનમાં સતત અથડામણી ચાલ્યા કરે છે અને એકરૂપ જીવનની ખિલાવટને બદલે સર્વત્ર અનવસ્થા અને વિચિત્રતાઓ દર્શન દે છે. વૈશ્યતત્ત્વ અને જૈનતત્ત્વ ક્યા ક્યા જુદા પડે છે તેનું આપણે થોડુંક પૃથક્કરણ કરીએ.

વૈશ્ય હંમેશાં દ્રવ્યસંગ્રહને જ ધર્મ માને છે, જ્યારે જૈન સદા દ્રવ્યવિસર્જનને ધર્મ માને છે.

વૈશ્ય વ્યાપારવિસ્તારમાં આનંદ માને છે, જ્યારે જૈન પરિગ્રહ-પરિમાણની ચિન્તા કરે છે.

વૈશ્ય ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ વિકાસમાં જીવનની સાર્થકતા સમજે છે. ઘેર રૂપવતી, સુલક્ષણી નાર હોવી, દીકરાને ઘેર દીકરા હોવા, સાત માળની હવેલીઓ હોવી, અનેક સમાજવ્યવહારના પ્રસંગોમા આગેવાન હોવું, આ બધા વૈશ્યના મનોરથો હોય છે; જૈન આ બધી વસ્તુને આત્મકલ્યાણની વિરોધી ગણે છે અને યોગ્ય સંયોગો પ્રાપ્ત થયે સંયમ લેવા તત્પર થાય છે.

વૈશ્યને સ્વપ્રતિષ્ઠાનો ભારે ખ્યાલ હોય છે, અન્ય કારણે પાઈ ન ખર્ચનાર સ્વપ્રતિષ્ઠા ખાતર લાખો રૂપિયાનો ધુમાડો કરે છે. ' વરઘોડે વાણિયો ' એ કહેવત સુપ્રસિધ્ધ છે. માનમરતબો કેમ વધે, સરકારી ઇલ્કાબો કેમ મળે, પાંચ માણસમાં પોતે કેમ માનીતો થાય એ વૈશ્યની ચાલુ ચિન્તા હોય છે જૈન સ્વપ્રતિષ્ઠાના ખ્યાલને ગૌણ બનાવી ધર્મ-પ્રતિષ્ઠા પાછળ પોતાના પ્રાણ ખર્ચે છે, ધર્મના ઉત્કર્ષમા આનંદ માને છે અને ધર્મના અપકર્ષથી ગ્લાનિ પામે છે

વૈશ્યનું જીવન સ્વાર્થપ્રધાન હોય છે. આપદ્ માટે ધનનું રક્ષણ કરવું, ધનથી સ્ત્રીપુત્રનું રક્ષણ કરવુ અને ધન તેમ જ સ્ત્રીપુત્રાદિકવડે પોતાની જાતનું રક્ષણ કરવું એ જ વૈશ્યનો જીવનમંત્ર હોય છે. સમાજસેવા, દેશકલ્યાણ, જનતાનો ઉધ્ધાર–આ બધી વાતો પછી, પહેલા પોતે; આપ મૂઆ પછી ડૂબી ગઇ દુનિયા–આવી તેની માન્યતા હોય છે. તે બીજા પારમાર્થિક કાર્યો ન જ કરે એમ ન કહેવાય, પણ પોતાનાં દૂધ,–ચોખા–સાકર જિન્દગીના અંત સુધી બરાબર જળવાવા જોઇએ એ તેની ચાલુ ચિન્તા હોય છે જૈન ભાવનાપ્રધાન હોય છે, મનુષ્યજીવનના ઊંચામા ઊંચા આદર્શ ખાતર ગમે તેટલો ભોગ આપતા તે અચકાતો નથી હું કેમ સાચો અહિંસક બનુ, કેમ ખરેખરો સત્યશીલ બનું, બ્રહ્મચર્યને કેમ સાધું અને નિષ્પરિગ્રહી કેમ બનું એ જ તેની સર્વ પ્રવૃત્તિઓનું પ્રેરક કારણ હોય છે.

વૈશ્ય હંમેશા ઐહિક લાભાલાભની ગણનાનો જ વિચાર કરે છે. કોઇ પણ પ્રવૃત્તિ આદરવી કે નહિ, આદરેલી પ્રવૃત્તિને વળગી રહેવું કે નહિ, તે બધાનો નિર્ણય પોતાને તેથી અંગત લાભ છે કે નહિ અને લાભ હોય તો કેટલો છે તેને લગતા વિચારવિમર્શ ઉપર અવલબે છે. જેમાં કોડી રળવાની ન હોય તેને વૈશ્ય હાથ લગાડે નહિ જૈનનું આખું ગણિત અન્ય પ્રકારનું હોય છે. તેની દૃષ્ટિ પરમાર્થપ્રધાન હોય છે. અનેક પ્રકારના બાહ્ય લાભ કરતા આત્મકલ્યાણના એક અંશને તે વધારે કિંમતી ગણે છે. તે પણ સર્વ કાર્યો લાભાલાભની ગણતરી બાંધીને જ

આદરે છે પરંતુ તે લાભાલાભ અંગત સ્વાર્થને લગતા નહિ પણ જન-કલ્યાણને કે આત્મકલ્યાણને લગતા હોય છે.

વૈશ્ય ધાર્મિક સંસ્થાઓનો વહીવટ હાથમાં લે તો ત્યાં પણ વૈશ્યત્વનુ તત્ત્વ દાખલ કર્યા વિના રહેતો નથી. કોઇ વૈશ્યના હાથમાં દેવમંદિરની મિલકતનો વહીવટ હોય તો યેન કેન પ્રકારેણ દેવમંદિરની મિલકતમાં વૃધ્ધિ કેમ થાય તેનો જ તે વિચાર કરે છે. જો સારું વ્યાજ આવતું હોય તો મંદિરના પૈસા વોર બોન્ડમા રોકતાં તે અચકાતો નથી, મિલકતને મોટો લાભ થઇ જાય એવું હોય તો ઉપરીઅધિકારીને લાચ આપતાં તેને વાંધો હોતો નથી, દુકાનનું ભાડું વધારે આવતું હોય તો કનિષ્ઠ વસ્તુઓના અથવા તો સંશયાત્મક નીતિવાળા વેપારીને દુકાન ભાડે આપતા તે બહુ વિચાર કરતો નથી જૈનનો માર્ગ આથી જુદો હોય છે. તે ધાર્મિક સંસ્થાઓના વહીવટમા નૈતિક શુધ્ધિ પૂરેપૂરી જાળવે છે, એટલું જ નહિ પણ પોતાના વ્યાપાર–વ્યવહારમાં પણ ધર્મમાર્ગથી એક ડગલું આઘે જતો નથી.

વૈશ્યનું ધ્યેય સાધારણ રીતે દ્રવ્યસંગ્રહનું હોય છે, પણ કદાચિત્ સદ્ગુરુના યોગે તેને ઊંચું ધ્યેય સાપડયું હોય તો પણ ધ્યેયની સાધનામાં સાધનોની શુધ્ધિનો તે બહુ લાબો વિચાર કરતો નથી. તે એમ જાણ્યે-અજાણ્યે બોલી જાય છે કે ધર્મ ખાતર જૂઠું બોલવું પડે તો બોલાય. જૈન સાધ્ય તેમ જ સાધન ઉભયની શુધ્ધિ બરાબર ધ્યાનમાં રાખીને પ્રત્યેક પ્રવૃત્તિ આદરે છે.

વૈશ્ય રૂઢિ અને પરંપરાનો પૂજારી હોય છે. 'યદ્યપિ શુધ્ધં, લોક-વિરુધ્ધં, નાકરણીયં નાચરણીયં' એ તેનો જીવનમંત્ર હોય છે. જે માર્ગે બધા ચાલતા હોય તેથી અન્યથા વિચારવું, બોલવું કે ચાલવું તે ડહાપણનુ વિરોધી સમજે છે. જૈન પ્રત્યેક રૂઢિ કે પરંપરાની હંમેશા સમીક્ષા કરતો રહે છે અને સત્ય માર્ગે જ ચાલવાનો તે સદા આગ્રહ રાખે છે.

વૈશ્ય શાન્તિનો ઉપાસક હોય છે; અશાન્તિથી સો માઇલ દૂર ભાગે છે. તે વ્યાપારપરાયણ હોઇને વ્યાપારનું સ્થાયીત્વ શાન્તિના સ્થાયીત્વમાં

જ રહેલું છે એમ તે બરાબર સમજે છે. જૈન અશાન્તિથી ડરતો નથી, એટલું જ નહિ પણ તેની ધર્મબુધ્ધિનો આદેશ થતાં અશાન્તિને નિમંત્રણ આપતાં તે અચકાતો નથી. શાન્તિ કે અશાન્તિમાં સમભાવે રહેવું અને ધર્મમાર્ગે વિચરવું એ તેનું ધ્યેય હોય છે.

વૈશ્ય એટલે રાજ્યભક્ત. ‘રાજાધિપાના શાન્તિર્ભવતુ’ એમ તે હમેશાં પ્રાર્થના કરે છે. ગમે તેમ થાય પણ રાજશાસન સામે ન થવાય એ તેની સનાતન નીતિ હોય છે. ‘બળિયા સાથે બાથ ન ભરીએ’ એ તેનો ચાલુ ઉપદેશ હોય છે. જૈન એટલે જનતાનો ભક્ત; એટલે જનતાના કલ્યાણ ખાતર રાજા સામે વિરોધ કરવાનો પ્રસંગ આવે તો તેમાં પણ તે પાછી પાની ન કરે.

‘ઊઠ પાણા પગ ઉપર પડ’ એમ વૈશ્ય કોઇ દિવસ ન વર્તે. પારકાની ઉપાધિ વૈશ્ય ઘરમાં ન ઘાલે. બીજા ખાતર પોતે કદી બળી ન મરે. જૈનની કરુણા અને અનુકંપા અમાપ હોય. જૈનની મૈત્રી ભેદભાવ વિનાની હોય. જૈન દુનિયાના દુ.ખે દુઃખી અને દુનિયાના સુખે સુખી હોય, અને તેથી જનકલ્યાણની સાધનામાં અગ્રણી થતા તે કદી પાછો ન પડે.

વૈશ્ય આરંભસમારંભ વધાર્યે જ જાય વડની વડવાઇઓની માફક તેની પેઢીની શાખાઓ વિસ્તરતી જ જાય. તેનો પ્રવૃત્તિવિસ્તાર અટકાવવાને માત્ર યમરાજા જ સમર્થ હોય છે. જૈન આરંભસમારંભના વિસ્તારથી સદા બીતો રહે છે અને તેનું લક્ષ્ય હંમેશા પ્રવૃત્તિસંકોચ તરફ હોય છે.

વૈશ્ય આડંબરપ્રિય હોય છે. મખ્ખીચુસ કહેવાતો વાણિયો લગ્નાદિકના વરઘોડામા હજારો રૂપિયાનો ધુમાડો કરતા અચકાતો નથી. તેની ધર્મપ્રવૃત્તિમા પણ આડંબરપ્રિયતા અને કર્મકાંડનો વ્યામોહ ભરેલો હોય છે. જૈન તો દર્શન, જ્ઞાન અને ચારિત્ર્યના સાચા ઉત્કર્ષને જ મહત્ત્વ આપે છે.

વૈશ્ય વહેમોથી ભરેલો હોય છે. તે અનેક દેવદેવીઓની અને જરૂર પડયે સાંઇ, ફકીર કે પીરની માનતા માને છે; તે સંકટ સમયે દેવદેવી-

ઓને સંભારે છે અને કેસરીઆજીને કેસરનો ડબ્બો ચઢાવવાની માનતા માને છે. જૈન એવા મિથ્યાત્વથી સદા દૂર નાસે છે.

વૈશ્ય સદા ભીરુ હોય છે. 'પડે ઊગમણી બૂમ, આપ આથમણા ધાયે' એ વૈશ્યને ઉદ્દેશીને જ રચાયું લાગે છે. વૈશ્યમાતા ગળથૂથીમાં પોતાના બાળકને ભયનું અનુપાન કરાવે છે. બે જણ લડતા હોય ત્યાં આપણે ઊભા ન રહીએ એમ વૈશ્ય માબાપ પોતાનાં છોકરાંને હંમેશાં શિખામણ આપે છે. વ્યાપાર સિવાય અન્ય સર્વ ક્ષેત્રોમાં વૈશ્ય સદા ભીરુતા જ દાખવે છે. 'વાણિયાની મૂછ નીચી તો સો વાર નીચી' એ કહેણી વૈશ્ય પ્રકૃતિનું સાચું પ્રતિપાદન કરે છે. જૈનત્વ અને ભીરુત્વ હંમેશના પરસ્પર વિરોધી ગુણો છે.

વૈશ્ય વેશપૂજક હોય છે, તે વધારે ઊંડાણમાં ઊતરવા માગતો જ નથી. જેને પોતાના ઇષ્ટ પુરુષો ગણ્યા તેનાં છિદ્રો તે ઘણુંખરું દેખતો જ નથી, અને દેખે છે તો ઢાંકવાને સદા પ્રયત્નશીલ રહે છે. પોતે તેમ જ પોતાના બહાર કેમ સારાં દેખાય તે જ તેની ચિન્તાનો વિષય હોય છે. અંદરથી સાચા સુધરવાનો ખ્યાલ તેના અંતરમાં ભાગ્યે જ જન્મે છે. જૈન ચારિત્ર્યપૂજક છે. તે પોતામાં કે પારકામાં કશું દૂષિત તત્ત્વ સહી શકતો જ નથી.

વૈશ્ય ધર્મવ્યવહાર અને બાકીના સર્વ જીવનવ્યવહાર વચ્ચે એક કાલ્પનિક મોટી દીવાલ ઊભી કરે છે અને કહે છે, 'ધર્મ કરવાનો હોય ત્યાં ધર્મની વાત કરવી અને વ્યાપાર કરવાનો હોય ત્યા વ્યાપારની વાત.' તે દેવમંદિરમાં કે સામાયિકમાં હોય ત્યારે જાણે કે બીજી કોઇ દુનિયામા જ ન હોય તેમ તેમા મગ્ન થઇ બેસે છે અને પોતે ઘરઆગણે આવ્યો કે દુકાન ઉપર ચઢ્યો કે તરત ધર્મ બધોય ભૂલી જાય છે અને ગમે તેવું જૂઠું બોલતા તેનું મન પાછું પડતું નથી. આમ વર્તતા કોઇ શિખામણ દેવાની ધૃષ્ટતા કરે છે તો તે જવાબ વાળે છે: 'વ્યાપારમાં ધરમબરમ કેવો?' તે એમ જ માને છે કે

'પુણ્યે પાપ ઠેલાયા કરે છે, વ્યાપારવ્યવહારના પાપો પૂજાસામાયિકથી લય પામી જાય છે અને વધારે પડતાં પાપો થાય તો થોડાં જપતપ તેમ જ દાનકર્મથી તેનું નિવારણ થાય છે.' આ દ્વિધાભાવ વૈશ્યના જીવનની લાક્ષણિક વૃત્તિ છે. જૈન પોતાના જીવનની પ્રત્યેક કરણીને ધર્મ-દૃષ્ટિથી વિશદ (ઉજ્જવળ) રાખે છે અને જીવનના કોઇ પણ અંગમાં ધર્મના લોપને કદી નિભાવી લેતો નથી. ધર્મપૂર્વક જ તે જીવે છે અને ધર્મપૂર્વક જ તે મરે છે. તેનો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ ધર્મમય હોય છે.

આ પ્રમાણે વૈશ્યત્વ અને જૈનત્વના કેટલાંક પૃથક્ તત્ત્વોનું સંક્ષેપમાં નિરૂપણ કર્યું. આપણામાં આ બન્ને પ્રકારનાં તત્ત્વો વિચિત્ર રીતે મિશ્રિત થયેલાં હોવાથી આપણા ચારિત્રમાં ભારે વર્ણસંકરતા ભરેલી નજરે પડે છે. વૈશ્યત્વ અને જૈનત્વ બન્નેનો કોઈ રીતે મેળ ખાતો નથી અને તે બન્ને તત્ત્વોની ચાલુ અથડામણીમાં આપણી દશા ત્રિશંકુ માફક અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી થઇ રહી છે. આપણું મૂળતત્ત્વ વૈશ્યનું છે. તેની ઉપર જૈનત્વના ઓછાવધતા સંસ્કારો પડેલા હોય છે જો આપણે સાચા વૈશ્ય બનવું હોય તો પ્રમાણિકપણે જૈનત્વ આપણે ભૂંસી નાખવું જોઇએ; જો આપણે સાચા જૈન બનવું હોય તો જૈનત્વની બાધક જે જે વૈશ્યવૃત્તિ હોય તેને નિર્મૂળ કરવા દરેક જૈને પ્રયત્નશીલ બનવું જોઇએ. વૈશ્યત્વમાથી સાચા જૈનત્વનો આવિર્ભાવ એ જ આપણા ઉત્ક્રાન્તિક્રમની સાચી કોટિ છે.

એક વખતે ચારે વર્ણના લોકો જૈન ધર્મ અંગીકાર કરતા અને તેને લીધે જૈનત્વનું સર્વતોમુખી ઉજ્વલ દર્શન થઇ શકતું હતું પ્રત્યેક વર્ણના આશ્રયથી જૈનત્વમા વિવિધતા તેમ જ વર્ણોચિત વિશિષ્ટતા નજરે પડતી અને એક વર્ગની ત્રુટી અન્ય વર્ગથી પુરાતી હતી આજે જૈન ધર્મે માત્ર વૈશ્ય જાતિનું જ અવલંબન લીધું છે તેથી જૈન ધર્મ નવપલ્લવિત થવાને બદલે અનેક રીતે કુંઠિત અને કુરૂપ બન્યો છે. આ કારણથી જૈન ધર્મના સાચા વિકાસની અને આવિર્ભાવની જો આપણને

અપેક્ષા હોય તો જૈન ધર્મના સાર્વત્રિક પ્રચારની ખૂબ આવશ્યકતા છે, એ આપણે બરાબર સમજવું જોઈએ.

પણ એ સાર્વત્રિક પ્રચાર થાય કે ન થાય તો પણ જેમ સોની ભિન્નભિન્ન પ્રયોગો વડે સોનાને શુધ્ધ કરે તેમ આપણામાં રહેલ જૈનત્વનુ ખૂબ સંશોધન કરીને ઉપર જણાવેલ આપણું વર્ણસંકરત્વ દૂર કરવું તે આપણી તાત્કાલિક ફરજ છે આ ફરજ જે જેટલી અદા કરશે તે તેટલા પ્રમાણમાં જૈન ધર્મનું ઉજ્જવલ દર્શન કરશે અને જગતને કરાવશે.

નવેંબર ૧૯૨૯

---

# યદ્યપિ શુદ્ધં લોકવિરુદ્ધમ્

શ્રી ટી. જી. શાહની પુત્રી બ્હેન કંચને પોતાના સહાધ્યાયી એક ખ્રિસ્તી યુવક સાથે લગ્ન કર્યાના સમાચાર 'પ્રબુધ્ધ જૈન'ના છેલ્લા અંકમાં આપવામાં આવ્યા છે. આ લગ્નઘટનાએ જૈન સમાજમાં અને ખાસ કરીને સ્થાનકવાસી સમાજમાં મોટો ખળભળાટ પેદા કર્યો છે કારણ કે શ્રી ટી. જી. શાહ સ્થાનકવાસી સમાજની એક અગ્રગણ્ય વ્યક્તિ છે અને તેઓ તથા તેમના પત્ની એક ધર્મપરાયણ અને સ્થિતિસંપન્ન યુગલ છે. તેમના જીવનમાં પણ આ અણચિંતવ્યા બનાવે એક ધરતીકંપ જેવો ક્ષોભ પેદા કર્યો છે. આ લગ્નઘટનાના ગુણદોષની ચર્ચા કરતાં પહેલાં આ આખી ઘટના કેમ બનવા પામી તેની અહીં સંક્ષિપ્ત રજૂઆત કરવી જરૂરી લાગે છે.

બ્હેન કંચન મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા બાદ અંધેરીમાં આવેલી મેઘજી મથુરાદાસ કોલેજમા દાખલ થઇ હતી અને જેની સાથે તે લગ્નસંબંધથી જોડાઇ તે ઓલિવર આલ્ફ્રેડ દેસાઇ પણ તે જ કોલેજમા દાખલ થયો હતો, અને ત્યાંની હોસ્ટેલમા રહેતો હતો અને અહીં જ ઉભયના પરિચયનો પ્રારંભ થયો હતો. આ પરિચય ઉત્તરોત્તર વધતો ચાલ્યો અને ગાઢ મૈત્રીમા પરિણમ્યો અને તેમાંથી જ ધીમેધીમે એકમેક સાથે લગ્નસંબંધથી જોડાવાનો વિચાર જન્મ્યો. આ વસ્તુસ્થિતિથી બ્હેન કંચનનાં માતાપિતા તદ્દન અજાણ્યા હતા. બ્હેન કંચન ઇન્ટર પાસ થઇ અને પછી પોતાને બી. એ મા જે વિષય લેવો હતો તે શીખવાની વધારે અનુકૂળતા એલ્ફિન્સ્ટન કોલેજમા લાગવાથી બી એ નું ભણવા માટે

બહેન કંચન એલ્ફિન્સ્ટન કૉલેજમા દાખલ થઇ. આમ છતાં પણ શ્રી ઑલિવર સાથેનો તેનો પ્રેમસંબંધ ચાલુ જ રહેલો. આજથી પોણા બે વર્ષ પહેલાં પોતાના જ સમુદાયના એક શ્રીમન્ત કુટુંબના યુવાન સાથે બહેન કંચનનો લગ્નસંબંધ કરવાની વાતચીત જ્યારે શ્રી ટી. જી. શાહે ચલાવી, ત્યારે બહેન કંચને પોતાના દિલની વાત પોતાનાં માતાપિતાને પહેલી જ વાર જણાવી અને પોતા માટે આવી કશી ખટપટમાં નહિ ઊતરવા વિનંતિ કરી. આ વાત જાણીને બન્નેને ઘણો સખત આઘાત લાગ્યો. આ વાત કોઈ કાળે બની ન જ શકે એવો પોતાનો મક્કમ અભિપ્રાય તેમણે બહેન કંચનને જણાવ્યો અને શ્રી ટી જી. શાહે પોતે ઑલિવર પાસે જઇને આ વાતને આટલેથી જ બંધ કરવા સખ્ત અનુરોધ કર્યો. આમ માતાપિતા તરફથી સખ્ત પ્રતિબંધ મુકાવા છતાં ઑલિવર અને કંચનનો સંબંધ જો કે ચાલુ રહ્યો તો પણ બાહ્ય દૃષ્ટિએ બહેન કંચનની સર્વ પ્રકારે આજ્ઞાધીનતા અનુભવીને માબાપ એ વિષયમા નચિંત બનીને બેઠાં. ઉપર જણાવેલ ઘટનાના પરિણામે કંચન અને તેના માબાપ વચ્ચે આ પ્રશ્ન પૂરતી એક દીવાલ ઊભી થઇ અને કંચનના હૃદયનો સંપર્ક માબાપ ખોઇ બેઠાં, એ તેઓ ન જોઇ શક્યાં. ક્રમશઃ બી. એ. ની પરીક્ષા ઑલિવરે પાસ વર્ગમાં અને કંચને બીજા વર્ગમાં પસાર કરી અને એમ. એ. માં બન્નેએ પ્રવેશ કર્યો, અને તેને પણ એક વર્ષ પૂરું થવા આવ્યું. આખરે આ અનિશ્ચિત પરિસ્થિતિનો અંત આણવાનો બન્નેએ નિર્ધાર કર્યો. આ બાજુ શ્રી ટી. જી શાહ તથા તેમના પત્ની આ લગ્નને કોઇ પણ કાળે અનુમતિ આપશે જ નહિ એમ બહેન કંચને જોઇ લીધું; બીજી બાજુ ઑલિવરનાં માતાપિતા પણ સ્થિતિચુસ્ત ખ્રિસ્તી હોઇને પોતાનો દીકરો કોઇ અખ્રિસ્તી કન્યાને પરણે એ તેમને બિલકુલ અસ્વીકાર્ય હતું પરિણામે ગયા માર્ચ માસની પંદરમી તારીખે બન્નેએ પ્રત્યેકના માતાપિતાથી ખાનગી રીતે સિવિલ મેરેજ વિધિથી લગ્ન કર્યું. આમ છતાં બન્ને જુદું ઘર માંડીને રહી શકે એવી કોઇ તેમની તત્કાળ સ્થિતિ જ નહોતી લગ્નના સમાચાર

પોતાના માતપિતાને કેમ આપવા એ કંચનને માટે એક ભારે મૂંઝવતો પ્રશ્ન હતો. ઘેર એ વખતે કેટલાએક મહેમાન આવેલા હતા. આ બધા વચ્ચે વરમા ક્યાં ખળભળાટ પેદા કરવો એમ વિચારીને કંચન મૌન રહી. મહેમાન ગયા અને એપ્રિલ તથા મે માસ માબાપે મહાબળેશ્વર તથા માથેરાનમાં પસાર કરવાનો નિર્ણય કર્યો. આ પ્રવાસમાં પણ વિક્ષેપ પેદા કરીને આનંદભંગ કરવાની કંચનની હિંમત ન ચાલી, અને લગ્ન સંબંધે તે તદ્દન મૌન જ સેવતી રહી. માથેરાનથી જુન મહિનામાં તેઓ પાછાં મુંબઈ આવ્યાં. જુનની ૧૮ મી તારીખે ઓલિવરે કંચનના પિતાને પત્ર-દ્વારા લગ્નની હકીકત જણાવી આ સમાચારથી કંચનનાં માતપિતાનાં દિલ ઉપર એક અણકલ્પ્યો વજ્રપાત થયો. આજે પણ એ આઘાતની અસરમાંથી બન્ને હજુ પણ મુક્ત થઇ શક્યાં નથી.

આ છે આ લગ્નઘટનાનો ઇતિહાસ. આ લગ્નઘટના સ્વત: એક બાબત છે; તે કેવી રીતે નીપજી તે બીજી બાબત છે. આ ઘટનાના ઇતિહાસ ઉપરથી એ તો સ્પષ્ટ છે કે કોઇ એક છોકરીને ભોળવીને ભગાડી મૂકવાનો, ભરમાવવાનો કે છળપ્રપંચનો આ કોઇ કિસ્સો નથી. જે સ્થિતિસંયોગમા બહેન કંચન ઊછરી, મોટી થઇ અને ધાર્મિક સંસ્કારો પામી તે જોતાં, જેનો સ્વપ્ને પણ વિચાર આવવો ન જોઇએ એવી એક અન્યધર્મી વ્યક્તિ સાથે પરણવાનો કંચને નિર્ણય કર્યો એ જરૂર એક ભારે આશ્ચર્યજનક બિના છે. એમ છતાં પણ આ કોઇ એકાએક પાંચપંદર દિવસની ઓળખાણ અને મહોબતમાં લેવામાં આવેલો અવિચારી નિર્ણય નથી, પણ ઉત્તરોત્તર ચારપાંચ વર્ષ દરમિયાન દૃઢીભૂત થયેલી પ્રેમગ્રંથીનું સ્વાભાવિક પરિણામ છે, એ ઉપર આપેલી વિગતો ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય તેમ છે આમ છતાં પણ ઉભયે માતપિતાથી તદ્દન ખાનગી રીતે લગ્ન કર્યાં અને લગભગ ત્રણ મહિના સુધી આ હકીકતને પ્રગટ થવા ન દીધી એ બાબત પ્રસ્તુત લગ્નને અમુક અંશે સદોષ બનાવે છે અને આટલી હદ સુધી જવાને તૈયાર

થયેલાં યુવકયુવતીમાં હોવી જોઇતી નૈતિક હિંમતનો અભાવ સૂચવે છે, એની કોઇથી પણ ના કહી શકાય તેમ છે જ નહિ.

આજે આપણે વિશાળ જનસમાજના વધારે ને વધારે નિકટ પરિચયમાં આવતા જઇએ છીએ; ભિન્નભિન્ન આચાર, વિચાર અને જુદી જુદી ધાર્મિક માન્યતા ધરાવતા વર્ગો સાથેનો આપણો સંપર્ક વધતો જાય છે; એમ છતા લગ્નક્ષેત્ર જેવા પ્રશ્નમાં આપણું મન અમુક હદથી આગળ જઇ શકતું નથી. સર્વધર્મસમભાવનો આદર્શ બહુ બહુ તો આપણને એટલે સુધી લઇ જઇ શકયો છે કે અન્ય ધર્મોને આપણા ધર્મ કરતા આપણે ઊતરતા ન ગણીએ. એમ છતાં પણ પોતાના ધર્મ વિષેનું મમત્વ, અન્ય ધર્મોથી નિરાળાપણું અને પોતા માટે પોતાના જ ધર્મનું સવિશેષ આદરણીયપણું એટલો ભેદભાવ તો સામાન્યતઃ આપણા મનમાં રહે જ છે. હિન્દુ અને મુસલમાન અથવા તો હિન્દુ અને ખ્રિસ્તી વચ્ચે આપણે હજુ જાણે કે કદી ન પુરાય એવું અંતર અનુભવીએ છીએ. આવી પરિસ્થિતિમાં આપણી એક કન્યા અન્ય કોઇ ખ્રિસ્તી યુવક સાથે જોડાય એ હકીકત આપણું દિલ સમભાવપૂર્વક સ્વીકારી ન શકે એ તદ્દન સ્વાભાવિક છે સ્થિતિચુસ્ત માબાપને માટે એ કડવો ઘૂંટડો કેમે કરીને ગળે ન ઊતરે તેવો છે.

બીજી બાજુએ આજે આપણાં ઊગતી ઉમ્મરનાં ભણતાં છોકરા-છોકરીઓનું વાતાવરણ અને પરિસ્થિતિ બહુ જુદા પ્રકારના છે. આપણા પૂર્વગ્રહોથી, સાપ્રદાયિક અભિનિવેશોથી, જ્ઞાતિ યા વર્ણના ઊંચાનીચાપણાના ખ્યાલથી તેઓ બહુધા મુકત હોય છે. ભિન્નભિન્ન વર્ગના છોકરાછોકરીઓ સાથે ભણે છે, એકમેકના પરિચયમા આવે છે અને તેમાં અનેક વચ્ચે મૈત્રીસંબંધો નિર્માણ થાય છે. મુસલમાન યા ખ્રિસ્તી વિષે પણ આપણે જેટલું અંતર અનુભવીએ છીએ તેટલું અંતર તેઓ અનુભવતાં હોતાં નથી જેમ ખાનપાન સંબંધે અમુક સાથે ન જ ખવાય એવો ખ્યાલ આજે સર્વત્ર લુપ્ત થતો જાય છે તેવી જ રીતે અમુક જ્ઞાતિ, જાતિ કે ધર્મવાળા સાથે લગ્નસંબંધનો વિચાર જ થઇ ન શકે એવા આગ્રહની

તેમનાં દિલ ઉપર પકડ કદી જામતી જ નથી. આ રીતે બહેન કંચન અને ઓલિવરનું લગ્ન આજના કૉલેજજીવનના વાતાવરણનું એક સાહજિક પરિણામ છે, એ આપણે સમજી લેવું જોઇએ જો આપણે આપણા છોકરાછોકરીઓના ઉચ્ચ શિક્ષણને આવકાર્યું, અને લગ્નની વય લંબાવી તો આ પરિસ્થિતિનાં આપણને ગમતાં તેમ જ અણગમતાં સર્વ પરિણામો સ્વીકારવાને તૈયાર રહેવું જોઇએ. આપણા સંતાનો જે કાંઇ કરે તેનો સઘળો વિચાર માત્ર આપણા ધોરણે જ નહિ પણ સંતાનોનું પોતાનું માનસ અને ચોતરફના સંયોગોને અનુલક્ષીને કરવો જોઇએ. આ રીતે વિચારતા કંચન અને ઓલિવરનું લગ્ન આપણને પ્રમાણમાં વિરલ છતા સ્વાભાવિકપણે નીપજતી ઘટના લાગવી જોઇએ.

મુંબઇ જેવાં મોટાં શહેરોમા વસતા આપણે આપણી દીકરીઓને મોટી ઉમ્મર સુધી ભણાવીએ છીએ અને સાધારણ રીતે અઢારવીસ વર્ષ લગભગની થાય ત્યારે તેના વિવાહસંબંધનો વિચાર કરવા માડીએ છીએ. વળી દીકરીની સ્પષ્ટ અનુમતિ સિવાય આજે વિવાહસંબંધ નિશ્ચિત થઇ શકતો જ નથી આમ છતાં મોટા ભાગના વિવાહસંબંધો જ્ઞાતિ અને સંપ્રદાયના વર્તુળની અંદર જ ગોઠવાય છે અને આ તદ્દન સ્વાભાવિક છે સમાન આચારવિચાર તથા રહેણીકરણીવાળા અને પરસ્પર પરિચિત એવા કુટુંબો વચ્ચે જ સામાન્યત. સર્વ જનસમાજમાં વિવાહસંબંધો યોજાતા આવ્યા છે તદ્દન ભિન્ન પ્રકારની રહેણીકરણીવાળા અને જુદા જ પ્રકારના ધાર્મિક આચારવાળા કુટુંબમા કન્યાને ગોઠવાવું બહુ મુશ્કેલ પડે છે એ આપણો ચાલુ અનુભવ છે. આમ હોવાથી ગમે તેવી વિશાળતાની વાતો કરવા છતાં આપણી દીકરી માટે વર પસંદ કરવાનો હોય ત્યારે આપણી નજર પરિચિત વર્તુળોમા જ ફર્યા કરતી હોય છે. માતપિતાની હૂંફમાં રહેતી છોકરીઓ પણ આ જ રીતે ઘણુંખરું પસંદગી કરતી જોવામાં આવે છે

આપણા સમાજની સામાન્ય પરિસ્થિતિ આવી હોવા છતા પણ ચાલુ સીમાડાઓ તોડીને આજે કેટલાયે વિવાહસંબંધો યોજાતા આપણે

અવારનવાર સાંભળ્યા કરીએ છીએ. અહીંથી પરદેશ ભણવા જતા વિદ્યાર્થીઓમાંથી કોઇ કોઇ પરદેશી યુવતી સાથે લગ્નસંબંધથી જોડાય છે. આપણા દેશની યુવતીએ પરદેશી વિધર્મી સાથે લગ્ન કર્યાની ઘટનાઓ પણ બની ચૂકી છે. આપણા દેશમાં પણ એક બાજુ હિન્દુ અને બીજી બાજુ પારસી, ખ્રિસ્તી કે મુસલમાન વચ્ચે પણ અવારનવાર લગ્નસંબંધો નિર્માણ થતા આપણે સાંભળતા આવ્યા છીએ. કંચન અને ઑલિવરનું જોડાણ પણ આ જ પ્રકારનું છે અલબત્ત, આવા બનાવો હજુ અપવાદરૂપે છે, એમ છતાં સમયના વહેવા સાથે આવી ઘટનાઓ અધિકતર પ્રમાણમાં બની રહી છે એ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી.

આ લગ્નને સુધારક ગણવું કે કેમ તે તો આપણે સુધારક કોને કહીએ છીએ તેના ઉપર આધાર રાખે છે. સાધારણ રીતે સમાજ-સુધારાની આપણી કલ્પના મર્યાદિત હોય છે. સ્થિતિચુસ્ત લોકો વર્તમાનનાં વહેણને સમજી જ શકતા નથી હોતા અને ભૂતકાળની રૂઢિપરંપરાને બને તેટલું વળગી રહેવામાં સમાજનું શ્રેય અને સ્થિરતા રહેલાં છે એમ તેઓ માને છે. સુધારકો વર્તમાનની જરૂરિયાતોને પિછાણે છે અને તે પિછાણ મુજબ ચાલુ રીતરિવાજોમાં જરૂરી ફેરફારો કરતા રહેવાનું કહે છે. આમ છતાં પણ જે પગલું ભરવાના લાભાલાભ વિષે પોતાનું દિલ શંકાસ્પદ હોય તે પગલાને તેઓ સંમત કરતા નથી. લગ્નની પસંદગી સંબંધમા સુધારકો જરૂર ઇચ્છે છે કે આ પસંદગીમાં હવે નાતજાત કે ધોળનાં બંધનો આડે આવવાં ન જોઇએ અને પસંદગીનું ક્ષેત્ર બને તેટલું વિશાળ થવું જોઇએ. તેમ છતા જે બે વર્ગો વચ્ચે, ધર્મો વચ્ચે અથવા તો બે જાતિ વચ્ચે આચારવિચાર અને માન્યતાનું અસાધારણ અન્તર જોવામાં આવે છે તેવા વર્ગો, ધર્મો કે જાતિઓના છોકરાછોકરીઓના પરસ્પર લગ્નસંબંધને આવકારવાને તેઓ તૈયાર હોતા નથી. આ દૃષ્ટિએ વિચારતાં પ્રસ્તુત લગ્નસંબંધને સમાજ-સુધારકો અનુમત નહિ કરે.

પણ આજના આપણા સમાજદ્રષ્ટાઓએ હિંદી પ્રજા સમક્ષ ભાવી

સમાજરચના સંબંધમાં જે આદર્શ મૂક્યો છે તે આદર્શની દૃષ્ટિએ આવાં અપવાદજનક લગ્નો આવકારપાત્ર લેખાવાં જોઈએ. આ આદર્શ છે હિન્દમાં નાતજાતના અને મતમતાન્તરના ભેદભાવ વિનાનો વર્ગવિહીન, જ્ઞાતિવિહીન સમાજ નિર્માણ કરવાનો. હિન્દના નવા બંધારણે આ આદર્શનો સ્વીકાર કર્યો છે. ચાલુ રીતરિવાજ અને પરંપરાને બાજુએ રાખીને આવા લગ્નસંબંધો અધિકાધિક નિર્માણ થતા ચાલ્યા છે તે ભાવી સમાજરચનાના દ્યોતક છે. જેઓ આવા સમાજનિર્માણનું ક્રાન્તિકારી સ્વપ્ન સેવી રહ્યા છે તેઓ આવા સંબંધોને એક શુભ ચિહ્ન તરીકે સ્વીકારશે, આવકારશે અને આવાં લગ્નો લાગતાંવળગતા સ્વજનોમાં જે ક્ષોભ, અસુખ, માનસિક પરિતાપ પેદા કરે છે તે સર્વ નવા સમાજની પ્રસૂતિની અનિવાર્ય યાતના છે એમ સમજીને તે કારણે નિર્ધારિત આદર્શથી વિચલિત ન થતાં શ્રધ્ધા અને આશાપૂર્વક આગળ વધશે.

પ્રસ્તુત લગ્નઘટના અંગે કેટલાક લોકો એવો અભિપ્રાય પ્રગટ કરી રહ્યા છે કે આને લીધે કન્યાકેળવણીને ભારે ધક્કો લાગશે અને માબાપો પોતાની દીકરીઓને કોલેજમા ભણાવતા અટકી જશે. તેઓ એમ પણ પ્રશ્ન કરે છે કે તો પછી નાનપણમાં વિવાહસંબંધ ગોઠવવાની અને અઢારવીસ વર્ષ પહેલા લગ્ન કરી નાખવાની પહેલાંની રીત શી ખોટી હતી? આવી રીતે વિચારવું એ વર્તમાન દેશકાળને નહિ સમજવા બરાબર છે. દેશને આગળ વધવા માટે સ્ત્રીજાતિનું સામર્થ્ય બને તેટલું વધારવું એ અત્યંત આવશ્યક છે. માનવસમાજનું એક અંગ આગળ વધ્યે જાય અને બીજું અંગ પાંગળું રહે તો બીજા દેશોની હરીફાઈમાં આજે ટકી રહેવાનું કે આપણે જ્યા છીએ ત્યાંથી આગળ વધવાનુ અશક્ય બનવાનું છે. સ્ત્રીસમાજનું સામર્થ્ય વધારવાના બે ઉપાયો છેઃ કન્યાઓને બને તેટલી ઉચ્ચ કેળવણી આપવી અને લગ્નની વય ઊંચે લાવવી. વળી એ પણ આપણે ભૂલવાનું નથી કે કેળવાયેલો યુવાન કેળવાયેલી કન્યાની જ અપેક્ષા કરવાનો છે. આવા બનાવોથી ડઘાઈ જઈને જે માબાપો પોતાની દીકરીઓને આગળ ભણતી અટકાવશે તેમને

પોતાને જ પસ્તાવાનો વખત આવશે. શાણા માબાપો પોતાની દીકરીઓને ઉચ્ચ કેળવણી આપવામાં આવા છૂટાછવાયા બનાવો બને તેથી ડરી જઇને પીછેહઠ કરે એ સંભવિત નથી.

આ આખા કિસ્સાને અંગે કોઈ એમ પણ પ્રશ્ન કરી શકે છે કે આ છોકરી કેવી નિષ્ઠુર અને કૃતઘ્ની કે પોતાના માર્ગે મનસ્વીપણે ચાલવામાં પોતાનાં માબાપને કેટલા મોટા પરિતાપનું પોતે નિમિત્ત બનશે તેનો તેણે લેશમાત્ર વિચાર ન કર્યો! જે કોઇ કંચનને અંગત રીતે ન જાણતા હોય તેના માટે આવું અનુમાન તદ્દન સ્વાભાવિક છે. 'માબાપ પડે ખાડમાં; હું તો મારા માર્ગે જ જવાની અને મારું સુખ જ શોધવાની.' એવી વૃત્તિવાળા સ્વાર્થી, આપમતલબી અને કેવળ મનસ્વી છોકરા–છોકરીઓના અવનવા કિસ્સાઓ આપણે અવારનવાર સાભળીએ પણ છીએ પણ બહેન કંચનને જેઓ જાણે છે તેઓ તેના વિષે એવો અભિપ્રાય દર્શાવી શકે તેમ નથી. કંચન સુશીલ, નમ્ર, વિનીત અને માબાપ પ્રત્યે અત્યંત આદર ધરાવતી એવી એક ઊગતી ઉમ્મરની બહેન છે. આજની આછકલાઇ કે ફેશનની ટાપટીપ તેને અંશમાત્ર સ્પર્શી નથી ખાદી પહેરે છે અને સેવિકાદળમાં કામ કરે છે. પોતાનો અભ્યાસ આજ સુધી તે એકાગ્ર ચિત્તે કરતી આવી છે અને હજુ પણ એમ. એ. તથા એલ એલ. બી. થવાની હોશ ધરાવે છે. કંચનને જેઓ જાણે છે તેમને મન તો એ પ્રશ્ન થવો જોઇએ કે માબાપને સ્વપ્ને પણ દુ:ખ દેવાની વૃત્તિ ન ચિન્તવે એવી એક સરળ અને નિર્દોષ બહેન આપણા ચાલુ આચારવિચાર અને સંસ્કારોથી જેને આપણે બહુ દૂરની વ્યક્તિ લેખીએ એવા એક ખ્રિસ્તી યુવક તરફ કેમ આકર્ષાઇ અને તેની સાથે લગ્ન કરવાની હદ સુધી જઇને માબાપનાં દિલ ઉપર અત્યન્ત કારમો ઘા કરવાનું નિમિત્ત કેમ બની? આનો એક જ ખુલાસો થઇ શકે છે કે સ્ત્રી હો કે પુરુષ હો, ઊગતી ઉમ્મરના માનવીના દિલમા અન્ય વ્યક્તિ વિષે કોઇ કોઇ વાર એક એવી અદમ્ય કામના–પ્રેમવિવશતા જન્મે છે કે તેને નથી ટાળી શકાતી કે નથી વાળી શકાતી. વિવશ પ્રાણીની માફક તે

દિશાએ તે ઘસડાયે જ જાય છે અને સાથે સાથે આસપાસનાં સ્વજનોને વ્યથિત થતાં જોઈને પોતે પાર વિનાની વ્યથા અને મંથન પણ અનુભવે છે. કવિ ભવભૂતિ વર્ણવે છે કે:—

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ।
न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥

" ન કલ્પી શકાય એવો કોઈ અગમ્ય હેતુ એ પદાર્થોને—વ્યક્તિઓને જોડે છે, આવી પ્રીતિ બાહ્ય સંયોગો સાથે કશો પણ સંબંધ ધરાવતી નથી."

ઉપર વર્ણવેલો પ્રેમસંબંધ આવો જ કોઈ પ્રીતિયોગ હોય છે. આને ઘેલછા કહો, બેવકૂફી કહો, ઉન્માદ કહો અથવા તો સારું નામ આપવું હોય તો પૂર્વજન્મનો કોઈ અગમ્ય ઋણાનુબંધ કહો; પણ આવી કોઈ બળવાન વૃત્તિ જ્યારે માનવીના ચિત્તમાં જન્મે છે ત્યારે નાત, જાત, ધર્મ, સંપ્રદાય, આચાર, વિચાર કશું જ તે જોતી નથી. આમાથી કદી કદી સ્વજનોમાં અને સમાજમા અનિષ્ટ ઘર્ષણો પણ જન્મે છે. જાણીતી કહેવત છે કે 'પ્રેમ ન જુએ જાત કજાત' પણ આપણે વ્યવહારનિપુણ લેખાતા માણસો આવા કોઈ આવેગના અસ્તિત્વને સ્વીકારવાને તૈયાર હોતા નથી અને આવું જ્યારે પણ કાંઈ બને છે ત્યારે તેને 'સ્વચ્છંદ' શબ્દથી ઓળખાવવા સિવાય બીજો કોઈ શબ્દ આપણી પાસે હોતો નથી શેક્સપિયરનાં રોમિયોજુલિયટની આપણે પ્રશંસા કરીએ છીએ. શેણીવિજાણંદની ઓળખાણ કરાવનાર લોકકવિ મેઘાણી વિષે આપણે અહેસાનમંદી દાખવીએ છીએ પણ વાસ્તવમાં આપણી સામે આપણા સમાજમાં જ્યારે આવો કોઈ કિસ્સો બને છે ત્યારે આપણે તેને ઓળખી શકતા નથી. આવા કિસ્સાને આપણે ઉપરછલ્લી રીતે તપાસીને તે ઉપર ઘૃણા અને ફીટકાર વરસાવવામા કદી કદી એક પ્રકારનો આનંદ પણ અનુભવીએ છીએ.

આપણે આમ કેમ વર્તીએ છીએ ? આવા કિસ્સાને એકાએક નિન્દી

નાખવાને બદલે શાન્તિથી, ધીરજથી અને તે વિષે સહાનુભૂતિપૂર્વક વિચાર કરવા અને તેનું યોગ્ય તોલન કરવા આપણે બે ઘડી ઊભા કેમ રહેતા નથી? આનું એક જ કારણ છે કે કોઇ પણ ઘટનાનું વાસ્તવમા મૂલ્ય ગમે તે હોય, પણ આપણી પાસે તો આવી ઘટનાને માપવાનું એક જ માપ હોય છે અને તે એ કે આ ઘટના લોકવિરુધ્ધ છે કે લોકસંમત? અને આપણા સર્વ જીવનવ્યવહારનો અનુશાસક નિયમ પણ ઘણા મોટા ભાગે એક જ હોય છે કે–**यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयम्।** આ બાબતમા સ્થિતિચુસ્ત કે સુધારકમાં બહુ તફાવત હોતો નથી ફરક હોય તો તે માત્ર 'લોકવિરુધ્ધ'ની મર્યાદાના ઓછા વધતાપણાનો હોય છે. સત્યશોધનનો અને ન્યાયતોલનનો માર્ગ લોકઅભિપ્રાયની સર્વથા ઉપેક્ષા કરીને 'શુધ્ધ'ને યથાર્થ રીતે મૂલવવામા રહેલો છે. એમ ન કરીએ તો આપણા હાથે કોઇ પણ શુધ્ધ કૃત્યને અકારણ અન્યાય થવાનું ભારે જોખમ રહેલું છે એ આપણે રખે ભૂલીએ.

આ રીતે બહેન કંચન તથા ઓલિવરના લગ્નને આપણે મૂલવવા પ્રયત્ન કરીએ તો આપણને લાગવું જોઇએ કે આ લગ્ન આજની પરંપરા અને પ્રણાલિથી અત્યન્ત વિરુધ્ધ છે, તેની સાથે જોડાયેલું ખાનગીપણું તેને અમુક અંશે સદોષ બનાવે છે. આવી પસંદગીમાં શાણપણ કરતાં સાહસે ઘણો વધારે ભાગ ભજવ્યો છે. એમ છતાં પણ આ લગ્નઘટના પાંચ પાંચ વર્ષની પ્રેમનિષ્ઠાનું પરિણામ છે, તેની સાથે બીજો કોઇ છળપ્રપંચ કે અનૈતિક તત્ત્વ સંકળાયેલ નથી, કંચને પસંદ કરેલો માર્ગ સુખસાહેબીનો નહિ પણ કાંટાળો અને પારવિનાની અગવડોથી ભરેલો છે–આ હકીકતની આપણે પૂરી કદર કરવી જોઇએ અને કોઇ પણ યોગ્ય ઉમ્મરનાં અપરિણીત યુવક યુવતી લગ્નસંબંધથી જોડાવાને હકદાર છે એ કુદરતી કાનૂનને અનુસરીને નિર્માણ થઈ ચૂકેલા આ સંબંધ પ્રત્યે આપણી સહાનુભૂતિ અને શુભેચ્છા હોવી જોઇએ. કંચન તથા ઓલિવરના માતાપિતાએ પણ આ લગ્નસંબંધને આ રીતે નિહાળવો જોઇએ અને પોતાના અંગત અભિનિવેશો, સમાજપ્રતિષ્ઠા, આસપાસનાં સ્વજનોનો અભિપ્રાય,

રૂઢિચુસ્ત વર્ગનો સખત અણગમો—આ બધાંની ઉપેક્ષા કરીને જેવી રીતે વૃક્ષ પોતાનું છેદનતાડન કરનારને પણ શીળી છાંયની શીતળતા આપે છે તેમ પોતાનાં સંતાનોને તેમણે વાત્સલ્યની હૂંફથી સ્વસ્થ બનાવવાં જોઇએ.

૧૫–૭–૫૧

[ પ્રસ્તુત પ્રકરણનું સુખદ પર્યવસાન:

ઉપરનો લેખ તા. ૧૫–૭–૫૧ ના 'પ્રબુધ્ધ જૈન'માં પ્રસિધ્ધ થયા પછી શ્રી કાકાસાહેબ કાલેલકરે 'મંગળપ્રભાત' માં એ વિષય ઉપર એક નોધ લખી હતી. તે નોંધમા ઉપરના લેખ વિષે તેઓશ્રી જણાવે છે કે "પ્રબુધ્ધ જૈનના સમાજહિતૈષી સંપાદક શ્રી પરમાનંદભાઇએ આ લગ્ન પર એક વિચારપ્રેરક લેખ લખ્યો છે લેખ બહુ મોટો ન હોત તો આખો લેખ 'મંગલપ્રભાત' મા પ્રગટ કર્યો હોત, કારણ કે પરમાનંદભાઇ સામાજિક બાબતોમાં સમતુલા જાળવનાર એક પ્રતિષ્ઠિત વિદ્વાન છે." અને આગળ ચાલતા પોતાની મંગલ કામના તેમણે નીચેના શબ્દોમા રજૂ કરી છે. "એક જ પરમપિતાના સૌ સંતાન છે ભિન્ન ગોત્રની કન્યાને જેવી રીતે આપણે અપનાવીએ છીએ તેવી જ રીતે ભિન્ન ધર્મની વહુ કે જમાઇને આપણે શા માટે ન અપનાવીએ ?"

કાકાસાહેબનો ઉપરનો લેખ 'મંગળપ્રભાત' માથી તા ૧૫–૮–૫૧ ના પ્રબુધ્ધ જૈનમા ઉધ્ધૃત કરવામા આવ્યો હતો અને કાકાસાહેબની મંગળ ભાવનાના પ્રતિધ્વનિરૂપે બનેલ હોય તેવા નીચેના બનાવનો પણ એ જ અંકમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો; ધીમે ધીમે બહેન કંચનનાં માતપિતા અનેક મિત્રોની સમજાવટ, ચર્ચા તથા મંથનના પરિણામે બહેન કંચનને પૂર્વવત્ વાત્સલ્યથી આવકારતાં થયા છે અને પોતાનો અભિપ્રાય ગમે તે હોય તેમ છતાં પોતાની યોગ્ય ઉમ્મરની પુત્રીને પોતાનું ભવિષ્ય નક્કી કરવાનો સંપૂર્ણ અધિકાર હતો એ હકીકતને સહજપણે સ્વીકારતા થયા છે. બીજી બાજુ ભાઈ ઓલિવરના માતપિતા જેઓ વલસાડમા નિવૃત્ત ધર્મપરાયણ જીવન ગાળે છે તેમનો પ્રસ્તુત લગ્ન વિષે

કટ્ટર વિરોધ ચાલુ જ હતો એ દરમિયાન ‘ यद्यपि शुद्धं लोकविरुद्धम् ’ વાળો લેખ તેમના વાંચવામાં આવ્યો અને તેમના દષ્ટિકોણમાં મૂળભૂત પલટો આવ્યો. પોતાના પુત્ર અને પુત્રવધૂ સામેનો વિરોધ યોગ્ય નથી એમ તેમને ભાસ્યું અને બન્નેને તેમણે ઉમળકાથી વલસાડ બોલાવ્યાં અને પૂરા ભાવથી અપનાવ્યાં. ઑલિવરના પિતાએ શ્રી ટી જી. શાહને પત્ર લખી પોતાને ત્યા આમંત્ર્યા અને શ્રી ટી. જી. શાહ ત્યાં જઇ આવ્યા અને એક દિવસ ખૂબ આનંદમાં ગાળી આવ્યા. તે પત્રમાંનો એક ફકરો તેમને લાધેલી નવી દષ્ટિનો દ્યોતક છેઃ “ બન્ને પક્ષની વિરુધ્ધતા અને મક્કમતામા બિચારાં છોકરાં ‘પિસાઇ’ ગયાં અને તેમની તબિયત બગડી ગઇ તેથી હવે વિશેષ દુઃખ થાય છે. પરંતુ હવે સર્વશક્તિમાન પ્રભુ સૌ સારા વાના કરશે એવો અમારો વિશ્વાસ છે. આમેન ! ”

સંપાદક ]

---

# સામાજિક એકતા અને વ્યક્તિસ્વાતંત્ર્યની મર્યાદાઓ

આપણે એકતાનાં અવારનવાર ગુણગાન ગાઇએ છીએ અને એકતાના મૃગજળ પાછળ આમતેમ ભટકીએ છીએ, અને એમ છતાં આપણે એકતાની દિશાએ બે ડગલા પણ આગળ વધી શકતા નથી. આનું કારણ એ છે કે એક બાજુએ એકતાને લગતી આપણી કેટલીક કલ્પનાઓ કેવળ અવ્યવહારુ અને આકાશી હોય છે અને બીજી બાજુએ આપણા વિચાર, વાણી અને વર્તનના કેટલાયે અંશો આજના સંયોગોમા સાધ્ય અને વ્યવહારુ એકતાના બાધક હોય છે. આપણે આ બન્ને બાબતોનો વિચાર કરીએ.

આપણે હંમેશાં એવું ઇચ્છયા કરીએ છીએ કે જે વર્તુળ કે સમાજ વિષે આપણે આત્મીયતા અનુભવતા હોઇએ તે સમાજની સર્વ વ્યકિતઓ એક જ આદર્શ ધરાવતી હોય, એક સરખા વિચારની હોય અને સામાજિક ઉત્કર્ષના અર્થે એક સરખી પ્રયત્નતત્પર હોય તો કેવું સારું ! કોઇ આપણને આદર્શ સમાજ કલ્પવાનું કહે તો આપણે આવા જ કોઈ સમાજની કલ્પના રજૂ કરીશું. પણ આવો આદર્શ સમાજ આજે તો કોઈ સ્થળે જોવામાં આવતો નથી. આવો સમાજ કોઇ કાળે સંભવિત હોય તો પણ તે એ કાળમા જ સંભવિત હતો કે જ્યારે સમાજ કેવળ અણવિકસિત સ્થિતિમા હતો, જ્યારે આજના જેવા જટિલ સામાજિક પ્રશ્નો ઉપસ્થિત થયા નહોતા અને જ્યારે કુટુંબકુટુંબ કે વર્ગવર્ગ વચ્ચે સ્વાર્થના સંઘર્ષણો ઊભા થયા નહોતાં એ કાળ અને એ પ્રકારની સામાજિક સ્થિતિ આજે તો નથી જ અને આગામી

કાળમાં કદી સંભવતી નથી. તેથી સામાજિક એકતાની આવી કલ્પના આજે વ્યવહારુ શક્યતાની એકદમ બહાર જતી હોવાથી એવી એકતાનાં સ્વપ્ન કેવળ અર્થ વિનાનાં, ખોટી આશા ઉત્પન્ન કરનારા અને પરિણામે આજના સંયોગોમાં સાધી શકાય તેવી એકતા વિષે અશ્રધ્ધા ઉત્પન્ન કરનારાં બને છે.

ઉપર વર્ણવેલી એકતા આજે ફેસિસ્ટ ઇટલી, નાઝી જર્મની કે સામ્યવાદી રશિયામાં સિધ્ધ થઇ શકી છે એવી છાપ ત્યાંના પ્રતિપક્ષ-વિહોણા રાજ્યવહીવટ ઉપરથી અને સર્વસત્તાધીશના હુકમને એક અવાજે ઝીલતી તે તે દેશની પ્રજાના વર્તન ઉપરથી આપણા મન ઉપર સહેજે પડે છે. પણ આવડા મોટા અને જ્ઞાન–વિજ્ઞાનમાં આટલા બધા આગળ વધેલા દેશમાં ભિન્નભિન્ન વિચારપક્ષો હોય જ નહિ એ વાત અસંભવિત છે. તે તે દેશમાં દેખાતી એકતા કેવળ ભયપ્રેરિત છે. એક અવ્યવસ્થિત દશામા ડૂબેલા દેશમા કોઇ સમર્થ શક્તિશાળી વ્યક્તિ ઊભી થાય છે; લોકમાનસ ઉપર તેનું પ્રભુત્વ જામવા લાગે છે; પોતાને અનુસરનારો એક બળવાન પક્ષ તે ઊભો કરે છે; લડાયક શિસ્તના ધોરણે આખા પક્ષને કેળવવામાં આવે છે, દમદાટીના ધોરણ ઉપર એ પક્ષ આખા દેશમા પોતાની સત્તા જમાવતો જાય છે. એક વખત એવો આવે છે કે જ્યારે આ પક્ષની અને તેના સર્વસત્તાધીશ નેતાની સત્તા પ્રજાગણમા ખૂબ જ વધી જાય છે અને તેની સામે આગળી ઊંચી કરવાની પણ પ્રજાગણમાથી કોઇ હિંમત કરી શકતો નથી આ રીતે આખા દેશમા એક જ પક્ષ અને એક જ નેતાની હાક વાગે છે અને તેનો શબ્દ એ જ સર્વસ્વ એવી સ્થિતિ ઊભી થાય છે. ઇટલી, જર્મની કે રશિયાની આજે આવી સ્થિતિ છે. તે પ્રત્યેક દેશમાં દેખાતી એકતા દિલની નથી; બાહ્ય વર્તનની છે. પ્રેમ કે સમાન વિચાર અને આદર્શની ભૂમિકા ઉપર નહિ, પણ ભય અને પ્રજામાના ભીરુ વર્ગની અસહાયતા ઉપર ઊભી થયેલી છે. આ એકતાની નીચે દ્વેષ, મત્સર અને કાવતરાઓની રચના રચાતી જ ચાલે છે. આવાં કાવતરાં ખુલ્લા પડતાં અનેક નિર્દોષ

તેમ જ દોષિતોના લોહી રેડાય છે અને ભિન્ન કે વિરુધ્ધ વિચારપક્ષને એ રીતે છૂંદી દબાવીને પ્રજાકીય એકતાનું નાટક ચાલુ રાખવામાં આવે છે. સર્વસત્તાધીશનું વર્ચસ્ જ્યાંસુધી જીવતુંજાગતું હોય છે ત્યાંસુધી આ પરિસ્થિતિ કાયમ રહે છે, પણ એ વર્ચસ્‌નો લોપ થતા પ્રજામાં બળવો ફાટી નીકળે છે અને દેખાતી એકતા એકાએક અલોપ થઇ જાય છે પશુબળ અને હિંસાથી સધાયેલી આવી ક્ષણજીવી એકતા સાચી એકતા નથી.

ત્યારે શું કોઇ કાળે સાચી સામાજિક એકતા સંભવિત છે જ નહિ ? જે પ્રકારની, વિચાર, વાણી અને વર્તનની એકતા આખા સમાજ પરત્વે ચિન્તવવામા આવે છે તે શક્ય તો નથી, એટલું જ નહિ પણ કદાચ ઇષ્ટ પણ નથી. સામાજિક પ્રગતિનુ મૂળ વિચારભેદ છે. બધા જ એક વિચારના અને વર્તનના બને તો આસપાસ સતત બદલાતી રહેતી પરિસ્થિતિને અનુરૂપ સમાજરચનાની ઘટના અશક્ય બની જાય. કાળે કાળે નવો વિચાર જન્મે; સ્વભાવથી સ્થિતિચુસ્ત સમાજ પહેલાં તેનો વિરોધ કરે; નવા વિચારની ઉપયોગિતા અને તેને આગળ ધરનાર કેટલીક વ્યક્તિઓની મજબૂત પકડ—એ બે નિમિત્તોના સહકારી પરિણામે સમાજ એ નવા વિચારને પોતામાં પચાવી દે અને એ રીતે પ્રચલિત સામાજિક રચનાનુ નવુંનવું સંસ્કરણ થયા કરે. આ તો વિચારભેદની ઉપયોગી બાજુ આપણે વિચારી, પણ બધા જ વિચારભેદો અને તે ઉપર બંધાતા વિચારપક્ષો કાંઈ સમાજોપયોગી જ હોય છે એમ નથી. કોઇ કોઇ વખત એ જ ભેદોમાંથી અનેક સામાજિક અનિષ્ટો પણ જન્મે છે. વિચારભેદના લાભનુકસાનની વાત બાજુએ રાખીએ; પણ વસ્તુસ્થિતિ જ એવી છે કે સમાજ ભિન્નભિન્ન સંસ્કારમા ઊછરેલી અને ભિન્નભિન્ન વલણ ધરાવતી વ્યક્તિઓનો બનેલો છે અને તેથી ભિન્નભિન્ન વિચારોનું અસ્તિત્વ ઇષ્ટ ન હોય તો પણ અનિવાર્ય તો છે જ. સમાજમાં રહેનારે, સમાજમા કાર્ય કરવાની ઇચ્છા ધરાવનારે આ પરિસ્થિતિથી ટેવાયે જ છૂટકો છે.

સમાજની આ વાસ્તવિક પરિસ્થિતિ ઉપરથી આપણી સામે બે મુદ્દાઓ એકમેકના વિરોધમાં આવીને ઊભા રહે છે· એક સામાજિક એકતા અને બીજું વ્યક્તિસ્વાતંત્ર્ય સામાજિક એકતા માગે છે વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર અનેક પ્રકારનું નિયંત્રણ; વ્યક્તિસ્વાતંત્ર્ય માગે છે સામાજિક બંધનોમાંથી મુક્તિ. સામાજિક એકતા આપણને સ્વભાવથી જ ગમે છે; કારણ કે સમાજના સંરક્ષણ તેમ જ પ્રગતિ માટે એકતા એક મોટામા મોટું સાધન છે. કોઇ પણ પ્રજા કે સંગઠિત વર્ગમાં પક્ષભેદ ઊભો કરો એટલે તે પ્રજા કે વર્ગના સમૂહબળનો નાશ થશે, તેની સ્વાધીનતા લુપ્ત થશે અને અવનતિ કે અધોગતિ તે પ્રજાના નસીબે આવીને ઊભી રહેશે. આપણા દેશનો અર્વાચીન ઇતિહાસ–અંગ્રેજ સત્તાનો આપણા દેશમા ઉત્કર્ષ–આ જ વાતને અનેક રીતે પુરવાર કરે તેમ છે આમ એકતાની કિંમત અમાપ છે.

પણ બીજી બાજુએ એકતાના નામે જ્યારે સમાજ પ્રાગતિક બનવાને બદલે સ્થિતિચુસ્ત બની જાય છે અને અનેક વ્યક્તિઓના સ્વાતંત્ર્યને રૂંધવા માગે છે ત્યારે એ અર્થહીન બને છે એટલું જ નહિ પણ સમાજ અવનતિ તરફ જ ઢળવા માંડે છે

સામાજિક એકતા કે વ્યકિતસ્વાતંત્ર્ય–પ્રત્યેકનો આખરી ઉદ્દેશ સમાજને પ્રગતિને માર્ગે લઇ જવાનો છે જ્યારે સામાજિક એકતા જડતા અથવા તો પીછેહઠનું સ્વરૂપ પકડે ત્યારે એ એકતા જ સમાજનું અનિષ્ટ કરનારી નીવડે છે. આવી જ રીતે વ્યક્તિસ્વાતંત્ર્યના નામે જ્યારે સમાજના હિતાહિતનો વિચાર બાજુએ મૂકવામા આવે અને પોતાનો કેવળ સ્વાર્થ સાધવાની કે ફાવે તેમ વર્તવાની વૃત્તિને જ આગળ ધરવામાં આવે ત્યારે એ વ્યકિતસ્વાતંત્ર્ય પોતાની મર્યાદાનો ત્યાગ કરે છે અને વ્યકિતસ્વચ્છંદમાં રૂપાતર પામે છે.

સામાન્ય ધોરણ એ હોવું જોઇએ કે દરેક પ્રવૃત્તિ તેમ જ દરેક વૃત્તિ

આખરે પ્રગતિની પોષક હોવી જોઇએ. આ દૃષ્ટિએ સામાજિક એકતાને નામે સમાજને જડ અને સ્થિતિબધ્ધ રાખવાની જે અનેક પ્રવૃત્તિઓ ચાલે છે તે પ્રવૃત્તિઓનો વિરોધ કરવો જોઇએ, તેના આધારે નભતી અનેક હાનિકારક રૂઢિઓ, સમાજના પ્રાણને કોરી ખાનાર અનેક દંભી વ્યક્તિઓ, તેમ જ અનેક જરીપુરાણી સંસ્થાઓ નભ્યા કરે છે તે સર્વનો પ્રગતિવાદી યુવક જનતાએ સખત સામનો કરવો જોઇએ અને તેવી રૂઢિઓના, વ્યક્તિઓના તેમ જ સંસ્થાઓના પ્રભુત્વને જમીનદોસ્ત કરવું જોઇએ.

બીજી બાજુએ સામાજિક પ્રગતિને સર્વ બાબતોમા કેન્દ્ર તરીકે સ્વીકારતા વ્યક્તિસ્વાતંત્ર્ય-જેનું વાણીસ્વાતંત્ર્ય એક મહત્વનું અંગ છે-તે પણ અનેક મર્યાદાઓ અને વિવેકબુધ્ધિ માગે છે

સૌથી પ્રથમ તો આપણે કોઇ પણ સામાજિક રૂઢિને સ્વીકારીએ કે તેનો વિરોધ કરીએ, કોઇ પણ પ્રચલિત માન્યતાનું સમર્થન કરીએ કે તેને પ્રતિકૂળ પ્રતિપાદન કરીએ, કોઇ પણ જૂની વિચારપધ્ધતિને વળગીને ચાલીએ કે આખો સમાજ વર્તમાન સંયોગોમા કોઇ પણ રીતે સ્વીકારી કે પચાવી શકે તેમ ન હોય તેવી કોઇ નવીન વિચારપધ્ધતિને આપણે અખત્યાર કરીએ-આ સર્વ પાછળ આપણી બુધ્ધિ અને નિષ્ઠા કેવળ સમાજના સ્વાસ્થ્યને પોષવાની અને વધારવાની હોવી જોઇએ. એટલે જ્યારે જ્યારે આપણે જુદા રાહે ચાલવા માગતા હોઇએ અને એ કારણે સમાજના વિરોધને નિમંત્રવા માગતા હોઇએ ત્યારે આપણે આપણી જાત સાથે, આપણા મન સાથે પૂરેપૂરી ચોખવટ કરતા રહેવું જોઇએ કે ઉપર મુજબ વર્તવામાં-સમાજને અસ્વીકાર્ય વિચાર આગળ ધરવામાં અને અસ્વીકાર્ય માર્ગે ચાલવામા-આપણે કેવળ મનસ્વિતા અથવા તો કોઇ પણ પ્રકારના દ્વેષમત્સરને વશ બનીને તો ચાલતા નથી ને? કારણ કે કોઇ પણ પ્રશ્ન ઉપર પક્ષ અને પ્રતિપક્ષ ઊભા થાય છે તે પાછળ પક્ષનેતાઓમા સમાજને આગળ લઇ જવાની શુદ્ધ બુદ્ધિ કે નિષ્ઠા હોય જ છે એમ હંમેશાં હોતું નથી કેટલીક વખત આવા પક્ષો પાછળ મનસ્વિતા, અહંતા, તેજોદ્વેષ કે એવી કોઇ અનિષ્ટ મનોદશાની

જ પ્રેરણા રહેલી હોય છે. તેથી ઉપર જણાવેલું અંતર્નિરીક્ષણ કોઇ પણ સમાજસુધારકને માટે અતિ આવશ્યક અને ઉપયોગી છે. સામાન્યતઃ એક સરખા વહેતા સમાજપ્રવાહને ક્ષુબ્ધ કે અશાંત કરવાનો અધિકાર તેને જ હોઈ શકે કે જે પોતાના નવા વિચારો વડે સમાજપ્રવાહને વધારે નિર્મળ અને પુષ્ટ બનાવવાની પ્રબળ એષણા ધરાવતો હોય એમ ન હોય ત્યા સમાજમા અશાન્તિ અને ક્ષોભ, પક્ષાપક્ષી અને મતભેદ ઉપજાવનાર વ્યક્તિ સમાજનો કેવળ દ્રોહ જ કરે છે.

બીજી બાબત વાણીસંયમને લગતી છે. ઘણી વખત આપણે જોયું છે કે સારી અને સાચી બાબતો કડવી વાણીથી મારી જાય છે. વર્તન કરતા પણ વાણીનો ઘા માણસને વધારે આકરો લાગે છે આપણી વાણીમાં સત્ય જોઇએ, સ્પષ્ટતા જોઇએ, નીડરતા જોઇએ; પણ સાથેસાથે બને તેટલી મૃદુતા અને નમ્રતા જોઇએ જાહેર કે સામાજિક જીવનમા એવા પણ પ્રસંગો આવે છે કે જ્યારે કડવી વાણીનો પ્રયોગ કર્યા સિવાય સામેના માણસનું કે વર્ગનું અમુક બાબત વિષે સચોટપણે ધ્યાન ખેંચવાનો બાજો કોઈ માર્ગ જ દેખાતો ન હોય. પણ એવા પ્રસંગો ક્વચિત જ આવે છે બીજી બાજુએ એમ પણ જોવામા આવે છે કે કેટલાક માણસોની જીભ જ કડવી હોય છે આ કડવી જીભ સમાજને જેટલું નુકસાન કરે છે તેટલું બીજા કશાથી થતું નથી કેટલાક માણસો એમ માને છે કે તીખીતમતમતી ભાષા સિવાય કોઈ પણ વિચાર સમાજના ગળે ઉતારી શકાતો જ નથી આવા લોકોની વાણી અતિશયોક્તિથી ભરેલી હોય છે આજનાં છાપાઓમા અતિશયોક્તિઓ, પક્ષાપક્ષીથી ભરેલા લખાણ અને તીખીતમતમતી ભાષાનો ખૂબ ઉપયોગ થઇ રહેલ છે. આ રીતિ અને પદ્ધતિ ખૂબ ખોટી છે અને ભારે નુકસાનકર્તા છે. કોઇ પણ વિચાર કે ભાવનાનો પ્રચાર કેવળ તીખાતમતમતાં વાણીપ્રદર્શન ઉપર નહિ પણ તે પાછળ બોલનાર કે લખનારના વર્તન ઉપર જ અવલંબે છે વ્યક્તિનું ચારિત્ર્ય અને ચાલુ વર્તન જ તેની વાણીને સાચી વેધકતા આપે છે. તીખીતમતમતી વાણી પાછળ અસત્ય, પ્રમાણ-

ભંગ, વિવેકલોપ આ બધા અનિષ્ટો ચાલ્યાં આવે છે અને પરિણામે સમાજમા કોઇ પણ પ્રકારની પ્રગતિ સધાવાને બદલે ઝેરવેર જ વધે છે. આપણે જો સમાજની સાચી સેવા કરવા માગતા હોઇએ તો આપણી વાણીમાં સમાજને કલ્યાણકર વિચારોનુ સમ્યક્ પ્રતિપાદન હોવું જોઇએ. અહંતા, કટાક્ષ, પ્રતિપક્ષને ગાલિપ્રદાન કે તેને હલકો પાડવાની વૃત્તિથી કરવામા આવતા આક્ષેપો આ બધાય વાણીના દૂષણો છે આ બાબતમા આદર્શ દૃષ્ટાન્ત મહાત્મા ગાધીજી છે. તેઓ મોટામા મોટા ક્રાન્તિકાર અને બળવાખોર છે એમ છતા તેમની વાણી કેટલી વિશદ અને વિવેકયુક્ત છે ? આપણે આ બાબતમા તેમનું અનુકરણ કેમ ન કરીએ ?

ત્રીજી બાબત આપણા વિચારથી પ્રતિકૂળ વિચાર ધરાવનાર વિષે પૂરો આદરભાવ ચિન્તવવાને લગતી છે. મારો વિચાર જ સત્ય હોઇ શકે, અન્ય જે કાંઈ વિચારે છે તે કેવળ અસત્ય અને અવનતિને માર્ગે લઇ જનારું જ હોય એવી એકાન્તિક કલ્પના આપસમજણના વધારે પડતા ખ્યાલને સૂચવે છે પહેલા તો જે પ્રમાણિકતાનો યશ આપણે આપણા વિચારને આપીએ તે પ્રમાણિકતાનો યશ આપણાથી વિરુદ્ધ વિચાર ધરાવનારને આપણે આપવો જ જોઇએ

દરેક પ્રશ્નને અનેક દૃષ્ટિબિંદુઓ હોય છે. આપણે અમુક દૃષ્ટિબિન્દુએ અમુક પ્રશ્ન સંબંધમા અમુક નિર્ણય ધરાવતા હોઇએ તેવી જ રીતે અન્ય વિચારક ભિન્ન દૃષ્ટિબિન્દુથી પ્રમાણિકપણે ભિન્ન નિર્ણય ધરાવતો હોય. આપણે જરૂર આપણા વિચાર મુજબ ચાલીએ પણ તે ઉપરથી અન્ય વિચાર ધરાવનાર કેવળ ખોટો છે એમ આપણાથી કેમ કહી શકાય ? વળી આપણી બુદ્ધિ અને અનુભવ પ્રમાણે ચાલવાનો આગ્રહ રાખવા છતા આપણી બુદ્ધિ અને અનુભવની મર્યાદાની—પરિમિતતાની—આપણે કદી પણ ઉપેક્ષા ન કરી શકીએ આપણે અમુક માર્ગે ચાલતા હતા તે માર્ગ ખોટો હતો અથવા તો અમુક રીતે વર્તતા હતા તેમા આપણે કેવળ ભૂલ કરી રહ્યા હતા એવું આપણને પાછળથી ભાન થયાનો ઘણી વખત અનુભવ થયો હોય છે એ અનુભવમાથી આપણામા એટલી નમ્રતા

વિકસવી જોઇએ કે ‘ આપણે તો કદી ભૂલીએ જ નહિ ’ એવું ખોટું અભિમાન આપણા ચિત્તને કદી સ્પર્શવા ન પામે. આ તો આપણી જાતપૂરતી વાત થઈ પણ આપણા વિચારનો પ્રચાર કરવામા પણ પ્રતિ-પક્ષી વિષેનો આદરભાવ અને તેની સાથેનું સભ્યતાભર્યું વર્તન આપણા મતપ્રચારમાં હંમેશા મદદરૂપ બને છે, અને આપણી સામેનો સામાજિક વિરોધ તે કારણે બહુ વેગ પકડી શકતો નથી

ચોથી બાબત એ કે સામાજિક જીવનમાં અમુક બે પક્ષો કદી જોડાઇ શકે જ નહિ, આ બેને તો બાપે બાધ્યા વેર, સૂર્ય પૂર્વનો પશ્ચિમમા ઊગે પણ અમુક વર્ગનો અમુક વર્ગ સાથે કદી મેળ ખાય જ નહિ એવા પ્રકારનો પૂર્વગ્રહ બે પક્ષ કે વર્ગ વચ્ચે ઊભી થયેલી દિવાલને હંમેશા વધારે મજબૂત કરે છે આ પૂર્વગ્રહ ઘણી વખત પાયા વિનાનો હોય છે કોઈ પણ બાબતમા બે પક્ષો ઊભા થવાના કારણો ઘણી વખત તદ્દન નજીવા હોય છે, એમ છતાં એ કારણોને લાબા કાળના સંસ્કારથી આપણે ગંભીર રૂપ આપીએ છીએ માણસને માણસથી અથવા તો એક વર્ગને અન્ય વર્ગથી હંમેશને માટે જુદા જ રાખે એવું કોઇ અભેદ્ય કારણ હોતું જ નથી અભેદ્ય મનાતી દિવાલો તોડી અનેક વર્ગો સધાતા આવ્યાં છે અને સમાજપ્રગતિને સાધતા આવ્યા છે આ ઉપરથી કહેવાનો આશય એ છે કે સમાજના પ્રશ્નો હાથ ધરનારે હંમેશાં આવા પ્રકારના પૂર્વ-ગ્રહથી મુક્ત જ રહેવું જોઇએ; મનુષ્યના ઉમદા સ્વભાવમા તેણે ખૂબ શ્રદ્ધા કેળવવી જોઇએ અને પડેલી ગૂંચોને ઉકેલવાની અને બંધાયેલા પાણીને વહેતા કરવાની કલા તેણે હસ્તગત કરવી જોઇએ

પાચમી બાબત સામાજિક પ્રશ્નો સંબંધમા જ્યારે જ્યારે જરૂરી જણાય ત્યારે ત્યારે સમયોચિત બાધછોડ કરવાને લગતી છે સત્યાગ્રહ અને બાધછોડ એ પરસ્પર વિરોધી તત્ત્વો નથી પણ પરસ્પર પૂરક તત્ત્વો છે. ક્યા વિચારનો કે કઈ બાબતનો ક્યા સુધી આગ્રહ રાખવો અને કેવા સંયોગોમાં કેવા પ્રકારની બાંધછોડને આવકારવી અથવા સ્વીકારી લેવી એની ચોક્કસ મર્યાદા નક્કી કરવી અશક્ય છે. આ મર્યાદાનિર્ણય પક્ષ-

નેતાની સાદી સમજ અને અન્તર્દર્શન ( Intuition ) ઉપર આધાર રાખે છે. કોઈ બાબતને તે મજબૂતપણે પકડી રાખે કે કોઇ બાબતને સમાધાનીના પ્રસંગે તે જતી કરે–એ બન્ને બાબતમા તેનું સૌથી પહેલું અને છેલ્લું લક્ષ્ય પોતાના સમાજને આગળ લઇ જવાનું જ હોય છે. સ્વાર્થના કારણે સમાજહિતને કે પોતાના સિદ્ધાન્તને તે કદી વેચે નહિ અને વટના કારણે–આત્મપ્રતિષ્ઠાના ભૂતને વશ થઇને–જરૂરી બાબતમાં પોતાનો હેતુ સિદ્ધ થતો હોય તો પણ નાની ગૌણ બાબત ઉપર બે પક્ષો વચ્ચે સંધાતી એકતાને અથવા તો સમાધાનીને તોડી ન નાખે. તે વસ્તુને વળગે, પડછાયા પાછળ ન દોડે, તેમ જ બધું કર્યાનો પોતાને જ યશ મળે તેવી આકાક્ષા ન સેવે જો સાધ્ય સધાતું હોય તો શબ્દની તકરારમા ન પડે સત્યાગ્રહ અને બાધછોડનું વિજ્ઞાન અતિ વિકટ શાસ્ત્ર છે અને સારા સારા માણસોની મતિ મૂંઝવે તેવું છે આપણે તો એટલું સમજી લઇએ કે ચાલુ વ્યવહાર અને જાહેર જીવનના વિવિધ પ્રસંગોમા પોતાના વિચારો ઉપર મક્કમ રહીને ચાલવું જેટલું જરૂરી છે તેટલું જ મોટા પ્રશ્નોની અપેક્ષાએ નાના પ્રશ્નોની નાની મોટી વિગતોમા બાધછોડ કરતા રહેવાની તત્પરતા દાખવવી તે જરૂરનું છે. જે તે બાબતોને સિદ્ધાન્તની બનાવી દેવી અને ચાલુ ગૂંચોને વધારે ને વધારે ગૂંચવાળી બનાવતા રહેવું એ સામાજિક એકદિલી અને પ્રગતિના સાધક માટે ઇચ્છવાયોગ્ય નથી. સિદ્ધાન્તને લગતી બાબતોમા બાધછોડ હોઇ ન શકે એ બરાબર છે પણ સાથે સાથે એ પણ સમજી લેવાની જરૂર છે કે આજે સિદ્ધાન્તના નામે કેટલીક ઘેલછા ચાલી રહી છે તે પણ ખોટી અને અનિષ્ટ છે, અને એ પણ ધ્યાનમાં લેવાની જરૂર છે કે કહેવાતા સિદ્ધાન્તને લગતી નાની મોટી કેટલીયે વિગતો એવી હોય છે કે જેમાની કોઇ કોઇ વિગતો પરત્વે સમાજની અમુક પરિસ્થિતિ અને અમુક સંયોગોમા નાની મોટી બાધછોડને અવકાશ હોય જ છે. કોઈ પણ વિગતમાં કશી પણ બાધછોડ હોઇ જ ન શકે એમ કહેવું એ એક જાતનો વિવેકશૂન્ય કદાગ્રહ છે

છઠ્ઠી બાબત મતભેદ વિનાના સમાજસેવાના કોઇ પણ કાર્યમાં બને તેટલો સહકાર આપવાને લગતી છે. આપણો મતભેદ મતભેદના ક્ષેત્ર સુધી જ રહેવો જોઇએ મતભેદ મનભેદમાં પરિણમે તો મતભેદની સાત્ત્વિકતા નાશ પામે સમાજહિતની એવી અનેક બાબતો હોય છે કે જ્યાં મતભેદને બહુ અવકાશ હોતો નથી, પણ જ્યા બને તેટલી સેવા કરી છૂટવાનું જ હોય છે. દાખલા તરીકે નિરાશ્રિતોને આશ્રય આપવો, વિધવા બહેનોને સહાય કરવી, બેકારોને ઠેકાણે પાડવા, વિદ્યાર્થીઓને ભણવામા મદદ કરવી, માંદાઓ માટે દવાખાનાં અને ઇસ્પિતાલો ચલાવવા, કૂવા ખોદાવવા, ધર્મશાળાઓ બંધાવવીઃ આવા કાર્યોમા આપણાથી બીજી બાબતોમા વિરુદ્ધ મત ધરાવનારાઓ સાથે મળીને કાર્ય કરવાની પરંપરા આપણે ઊભી કરવી જોઇએ આ ઉપરાત સમાજ ઉપર આગ, વરસાદ, ધરતીકંપ કે એવી નૈસર્ગિક આફતો ઊતરી આવે, કોઇ ચેપી રોગ ફાટી નીકળે, દુષ્કાળ પડે, એવા પ્રસંગોએ તન, મન અને ધનનો બની શકે તેટલો ભોગ આપીને સમાજને જોઇતી રાહત પૂરી પાડવામા મદદરૂપ થવું એ પણ સામાજિક એકતાને પુષ્ટ કરવામાં બહુ ઉપયોગી ભાગ ભજવે છે. આથી માણસ માણસ વચ્ચેની દિવાલ તૂટી જાય અને ‘એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર’ એ ભાવના સમાજહૃદયમા જાગ્રત થાય છે.

આ તો પોતાના મંતવ્યોને મક્કમપણે વળગી રહેવા સાથે સમાજ વચ્ચે કેવી રીતે રહેવું અને કેવી રીતે વર્તવું કે જેથી સમાજની પ્રગતિ સદા પોષાતી રહે અને સમાજની એકતાને બને તેટલો ઓછો આઘાત લાગે એ પ્રશ્નનો આપણે આટલા લંબાણથી વિચાર કર્યો. પણ સમાજના અથવા દેશના જીવનમાં એક એવો સંયોગ કલ્પી શકાય છે કે જ્યારે દરેક માણસે પોતાનાં મંતવ્યો વિષેનો આગ્રહ હળવો કરીને સર્વસ્વીકૃત કાર્યમા જોડાઈ જવુ જોઇએ. આ સંયોગ અથવા પ્રસંગ દેશની કોઇ કટોકટીભરી પરિસ્થિતિને લગતો છે. દેશની આઝાદી પ્રાપ્ત કરવાનો કોઈ લડાયક કાર્યક્રમ મહાત્માજી ગાંધીજી જેવા દેશનેતાની સરદારી નીચે

યોજાયો હોય, પ્રજાનો સારો ભાગ એમાં સહમત હોય, એ કાર્યક્રમની સફળતા થાય તો દેશ ચોક્કસ આઝાદ થાય એમ બુદ્ધિપૂર્વક ભાસતું હોય તો મહાત્મા ગાંધીજી કે અન્ય જે કોઈ લડતનો આગેવાન હોય તેના બીજા કોઇ વિચારો સાથે આપણને મળતાપણું ન હોય એ કારણે અથવા તો લડાયક કાર્યક્રમની અમુક વિગતો સાથે પોતાના વિચારનું મળતાપણું ન હોય એ કારણે પ્રસ્તુત લડતમા જોડાવાની આનાકાની કરનાર યોગ્ય કરે છે એમ કહી શકાય નહિ આવા પ્રસંગે અથવા તો આપણા દેશની સ્વાધીનતા ઉપર બીજા દેશે આક્રમણ કર્યું હોય ત્યારે આપણી અંગત માન્યતા અને મતભેદને બાજુએ રાખીને દેશની સેવામા આપણું સર્વસ્વ આપણે અર્પણ કરવું જ જોઇએ સમાજ પ્રગતિના માર્ગે આગળ વધે તે કારણે સમાજનું અંતિમ કલ્યાણ કરનાર વિચાર આગળ ધરીને આખા સમાજનો ગમે તેટલો વિરોધ આપણે નોતરીએ, પણ આખા સમાજશરીરના અસ્તિત્વને જોખમાવે એવી અસાધારણ પરિસ્થિતિ ઊભી થતા આપણી અંગત માન્યતાઓને બાજુએ રાખીને સમાજરક્ષણના સમૂહકાર્યમા આપણા સર્વસ્વનું અર્પણ એ જ આપણું મુખ્ય કર્તવ્ય બને ૧૫–૪–૪૧

---

# જૈન ધર્મમાં સ્ત્રીઓને સ્થાન

સ્ત્રીઓને સમાજમાં શું સ્થાન હોઈ શકે તે આજકાલ બહુ ચર્ચાનો વિષય થઇ પડ્યો છે. સ્ત્રી પુરુષથી હલકી છે, સ્ત્રી સેવક છે, પુરુષ સેવ્ય છે–આ ભાવનાએ જગતના લોકો ઉપર બહુ સામ્રાજ્ય ચલાવ્યું છે અને વર્તમાન સંસ્કૃતિએ તે ભાવના સામે મોટો પોકાર ઉઠાવ્યો છે. સ્ત્રીવર્ગને અત્યાર સુધી અપાયેલા અન્યાયનું પુરુષવર્ગને ભાન થવા લાગ્યું છે અને કાર્યક્ષેત્રો ભિન્ન હોવા છતા સ્ત્રી અને પુરુષ સમાન છે એ ભાવના પુરુષવર્ગમા પ્રચાર પામવા લાગી છે. ખાવાપીવાની કે સંસારમા સુખ માનવાની જે એષણાઓ પુરુષવર્ગ અનુભવે છે તેવી જ એષણાઓ સ્ત્રીઓ પણ અનુભવે છે; જ્ઞાનપ્રાપ્તિના, સમાજસેવાના, આધ્યાત્મિક ઉન્નતિના જે મુદિત આશયો પુરુષહૃદયમા ઉદ્‌ભવે છે તેવા જ મુદિત આશયો સ્ત્રીહૃદયમા ઉદ્‌ભવે છે, અને જે શક્તિ, પરાક્રમ તથા ઉપયોગિતા પુરુષવર્ગ આ સંસારમા દાખવે છે તેવી જ શક્તિ, પરાક્રમ અને ઉપયોગિતા, જો અવકાશ તથા સગવડ મળે તો, સ્ત્રીવર્ગ પણ દાખવી શકે–આવા વિચારો, સ્ત્રી તેમજ પુરુષવર્ગના સદ્‌ભાગ્યે, જનસમાજમાં સંચાર પામી રહ્યા છે અને સુભગ ભાવીની આશા આપી રહ્યા છે.

હિંદુ ધર્મના પ્રાચીન પુરાણો, સ્મૃતિઓ તથા કથાઓ વિચારીએ તો માલૂમ પડે છે કે તેમા સ્ત્રીઓને પુરુષ કરતાં ઊતરતું સ્થાન આપવામા આવ્યું છે. પુરુષ કરતા સ્ત્રીઓને હક્ક ઓછા અને ફરજો વધારે એ હિંદુ ધર્મનો સારાંશ છે. **न स्त्री स्वातंत्र्यमर्हति** એ સૂત્રમાં

પણ ઉપર્યુક્ત કથનનો ધ્વનિ છે. સતી થવાનો રિવાજ, ધર્મશાસ્ત્રોમાં વેદાધ્યયનનો સ્ત્રીઓને પ્રતિષેધ, સંસ્કૃત ભાષાના ઉપયોગની મના, સ્ત્રી સંન્યાસ લઇ ન શકે તેવી આજ્ઞા, પુરુષો અનેક સ્ત્રીઓ કરી શકે તેવી પ્રચલિત રૂઢિ અને તેને સ્મૃતિની સંમતિ, વારસામા પણ સ્ત્રીને માત્ર ભરણપોષણનો જ અધિકાર તથા ફરજિયાત વૈધવ્ય—આવી અનેક બાબતો ઉપરથી હિંદુ ધર્મે સ્ત્રીઓને સમાજમાં શું સ્થાન આપ્યું છે તે સહજ સ્પષ્ટ થઇ શકે તેમ છે.

દયા અને ન્યાયના સિદ્ધાન્ત ઉપર રચાયેલ જૈન ધર્મે પ્રથમથી જ હિંદુ ધર્મની આવી ભાવનાનો પ્રતિપક્ષ કર્યો છે અને પ્રસંગે પ્રસંગે સ્ત્રીવર્ગને યોગ્ય ન્યાય આપવા પ્રયાસ કર્યો છે સ્ત્રીવર્ગ સંબંધી જૈન દર્શનનો વિશાળ ભાવના અને હિંદુ ધર્મની સંકુચિત ભાવના વચ્ચે મહદ્ અંતર રહેલું છે પ્રથમ તો સ્ત્રી અને પુરુષને જૈન દર્શન સમાન ધ્યેય પ્રાપ્ત કરાવે છે અને તે ધ્યેય સર્વને લક્ષ્ય બનાવે છે. મોક્ષ, સર્વજ્ઞત્વ, આત્મસાક્ષાત્કાર માત્ર પુરુષને જ નહિ પણ સ્ત્રીને પણ પ્રયત્ન કરતા સ્ત્રીત્વની સ્થિતિમા જ પ્રાપ્ત થઇ શકે એવું જૈન દર્શન પ્રતિપાદન કરે છે, અને આના અનુસંધાનમા સ્ત્રીઓને ચારિત્ર્ય—સંન્યાસ—અંગીકાર કરવાની અનુજ્ઞા આપે છે. જૈનોના ઓગણીસમા તીર્થંકર મલ્લિનાથ સ્ત્રી હોઇને સ્ત્રીઓ તીર્થંકરપદને પણ પ્રાપ્ત કરી શકે છે એવો વિચાર જૈન દર્શન પ્રગટ કરે છે જો સ્ત્રીઓ ધારે તો સ્વતંત્ર રીતે સ્વપ્રયાસથી પુરુષોની માફક ઊંચામા ઊંચી કોટિને પામી શકે છે એવો સિદ્ધાન્ત જૈન દર્શન સ્વીકારે છે એટલું જ નહિ પણ ઉપદેશે છે. ચંદનબાલાનું દૃષ્ટાંત પણ એટલું જ મનોહર તથા ઉપર જણાવેલી બાબતનું સમર્થક છે. ભગવાન મહાવીરે જે તીર્થનું સ્થાપન કર્યું તેનું ભગવતી ચંદનબાલાએ અંગીકરણ કર્યું; તે ભગવાન મહાવીરની પ્રથમ શિષ્યા થઈ અને તેમના સદુપદેશનુ પાન કરી, કેવળજ્ઞાન સાધી, મોક્ષપદને પામી.

સ્ત્રીવર્ગ સંબંધી જૈન દર્શન હિંદુ ધર્મથી બહુ જુદા તથા વધારે વિશાળ ખ્યાલો ધરાવે છે તે વાત ‘સતી’ શબ્દનો પ્રત્યેક ધર્મમા શો

અર્થ થાય છે તે વિચારવાથી વધારે સ્પષ્ટ થશે. હિંદુ ધર્મ પ્રમાણે જે સન્નારીઓને સતીની કોટિમાં મૂકવામાં આવી છે તેમના ચરિત્રો ધ્યાનમાં લઇએ તો માલૂમ પડે છે કે જે સ્ત્રીએ અસાધારણ ધૈર્ય, સહનશીલતા, તથા ધર્મબુદ્ધિથી પોતાના શીલનું પરપુરુષથી રક્ષણ કર્યું હોય તેને સતી ગણવામા આવે છે સ્વપતિની વિચિત્રતાઓ જે સ્ત્રીએ મૌનભાવે સહન કરી હોય અને ગમે તેવા સંયોગો વચ્ચે 'હાય' એવી બૂમ પણ જેણે પાડી ન હોય તેને સતી તરીકે પૂજવામાં આવે છે સારાશ કે કા તો અસાધારણ સંકટો કે લાલચો વચ્ચે શીલસંરક્ષણ કર્યું હોય અથવા તો સ્વપતિની વિટંબનાઓ, વિચિત્રતાઓ તથા વિકૃતિઓ શાન્તિથી તથા મૌનભાવે સહન કરી હોય તેવી જ સ્ત્રી હિંદુધર્મમાં સતીનું પદ પામવા ભાગ્યશાળી થઇ છે. આ ભાવના ઉત્તમ છે તથા તેમા ઉત્કૃષ્ટ તપ તથા આત્મભોગ રહેલાં છે. જૈન દર્શન સતીત્વપદપ્રાપ્તિ અર્થે આ ભાવનાઓ સ્વીકારે છે, પણ તેટલાથી સંતોષ માનતું નથી. જૈન દર્શન તેથી પણ આગળ વધે છે અને સતીત્વપ્રાપ્તિ અર્થે અન્ય દ્વારો ખુલ્લાં કરે છે શીલસંરક્ષણને તો જૈન દર્શન પણ સતીત્વ અર્થે એટલુ જ આવશ્યક ગણે છે પણ સતીત્વની પ્રાપ્તિ અર્થે શીલની કસોટી કરે તેવા અસાધારણ પ્રસંગો ઉત્પન્ન થવા જ જોઇએ એમ તે સ્વીકારતું નથી. અન્ય ક્ષેત્રોમા મહત્તા દર્શાવનાર સ્ત્રીઓને હિંદુધર્મ સતીપદથી અલંકૃત કરતો નથી જૈન ધર્મમાં જે સતીની નામાવલી રચવામા આવી છે તેમના ચરિત્ર નિહાળતાં જણાય છે કે શીલસંરક્ષણના વિકટ પ્રસંગો પ્રાપ્ત થયા ન હોય, પતિ સંબંધી બહુ સહન કરવું પડયું ન હોય તો પણ અન્ય ક્ષેત્રમાં મનુષ્યત્વને છાજે, તેવા પરાક્રમ કે મહત્તા દર્શાવ્યા હોય તો તેને પણ સતી તરીકે ગણવામા આવી છે. દાખલા તરીકે બ્રાહ્મી, સુંદરી, ચંદનબાળા, સુદર્શના, રાજીમતી, જયંતી ઇત્યાદિ. આ દષ્ટિએ લીલાવતી, ચાંદબીબી, જોન ઑફ આર્ક કે ફ્લોરેન્સ નાઇટીંગેલને પણ સતીની કોટિમાં મૂકી શકાય

'સતી' શબ્દના પ્રયોગમાં આ પ્રમાણે ભેદ પડવાનું મૂળ કારણ

પ્રત્યેક ધર્મની ભાવનામા રહેલી ભિન્નતા છે હિંદુ ધર્મ પ્રમાણે સ્ત્રી સેવક છે, પુરુષ સેવ્ય છે, સ્ત્રીને પતિ ઇશ્વરસમાન છે તથા આ જગતમાં સ્ત્રીને પતિ સમાન અન્ય કોઇ તરણતારણ નથી જૈન સિદ્ધાન્ત અન્ય પ્રકારે કહે છે. જૈન દૃષ્ટિએ સર્વ આત્માઓ—પછી તે પુરુષદેહી હો કે સ્ત્રીદેહી હો—સરખા છે અને પોતપોતાની ઉન્નતિ સાધવાને હકદાર છે. પુરુષની ઉન્નતિ માત્ર સ્ત્રીને અધીન નથી, તેમ સ્ત્રીની ઉન્નતિ માત્ર પુરુષને અધીન નથી એક અન્યના ઇષ્ટદેવ હોવાને બદલે બન્ને એકમેકના સહચારી—સહાયકારી—છે અને ઉભયના ઇષ્ટદેવ તો પરમાત્મા જ છે કે જેની ઉપાસના કરીને પરમ પદને પ્રાપ્ત કરી શકાય છે પુરુષના પરમ પૌરુષની સિદ્ધિ માત્ર સ્વસ્ત્રીઅનુશીલને જ અધીન નથી તેમ સ્ત્રીનું સતીત્વ માત્ર સ્વપતિઅનુશીલનને જ અવલંબતું નથી. ઉભયનું દંપતી-જીવન માત્ર મૈત્રીભાવ ઉપર જ રચાવું જોઇએ કોઇ કોઇનું ગુલામ છે એવો વિચાર જૈન દર્શનને જરા પણ સંમત નથી આ ઉપરથી જોઈ શકાશે કે સ્ત્રીને જૈન દર્શન પુરુષ જેટલું જ સ્વાતંત્ર્ય બક્ષે છે અને જેમ પુરુષને, જો સ્ત્રી પોતાના માર્ગમા અયોગ્ય રીતે આડી આવે તો, સ્ત્રીની અવગણના કરવાનો અધિકારી ગણવામા આવે છે, તેવી જ રીતે સ્ત્રીને પણ એવા અપવાદજનક પ્રસંગો વચ્ચે પુરુષની અવગણના કરવાનો અધિકાર મળે છે આના સમર્થનમા સુદર્શનાનુ દષ્ટાત આપવું બસ છે સુદર્શના ભગવાન મહાવીરની પુત્રી થાય તેનું લગ્ન જમાલી સાથે કરવામા આવ્યું હતું જમાલીએ જ્યારે ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી ત્યારે સુદર્શના પણ જમાલીની શિષ્યા થઇને તેની સાથે રહેતી આગળ જતા જમાલીને ભગવાન મહાવીર સાથે અમુક સિદ્ધાન્તના વિષયમા જબરો વિચારવિરોધ ઊભો થયો. આ ઉપરથી જમાલીએ ભગવાન મહાવીરના શાસનનો અનાદર કરી સ્વતંત્ર મત સ્થાપિત કર્યો સુદર્શના કેટલોક વખત તો જમાલી સાથે રહી, પણ વિશેષ વિચાર, મનન તથા અવલોકનના પારણામે ભગવાન મહાવીરના કથનમાં તેને સત્ય પ્રતીત થયું આ ઉપરથી સુદર્શનાએ જમાલીને બહુ સમજાવવા પ્રયત્ન કર્યો તથા

બન્નેએ ભગવાન મહાવીરને શરણે જવું એમ વિનંતિ કરી, પણ જ્યારે જમાલી પોતાના દુરાગ્રહથી ડગ્યો નહિ ત્યારે સુદર્શનાએ જમાલીનો ત્યાગ કર્યો અને ભગવાન મહાવીરના શાસનને પુનઃ અંગીકાર કર્યું. આવી સ્ત્રીને હિંદુધર્મ કદાચ અસતી કહેશે. જૈનધર્મ તેને સતી ગણે છે

જૈન દર્શન સ્ત્રીઓને ફરજિયાત ગૃહસ્થાશ્રમનો આગ્રહ કરતું નથી. જૈન કથાઓમા નૈષ્ઠિક બ્રહ્મચારિણીઓના દષ્ટાંતો કાંઇ થોડાં નથી બ્રાહ્મી, સુંદરી, રાજીમતી, ચંદનબાળા આદિ અનેક સતીઓ નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી.

કેટલીક જૈન સતીઓના દષ્ટાંતો ખરેખર બહુ મનોહર તથા વિચારણીય માલૂમ પડે છે, અને સ્ત્રીત્વની ઉત્કૃષ્ટતાને સમજાવવામા બહુ સહાય કરે છે મદનરેખાનું દષ્ટાત આવું જ છે મદનરેખા યુગબાહુની પત્ની થાય યુગબાહુનો મોટો ભાઇ કેટલાક દુર્વિચારથી યુગબાહુને પ્રાણહર શસ્ત્રપ્રહાર કરે છે અને તેથી તે મરણાવસન્ન દશામાં બહુ પીડાય છે. તે વખતે મદનરેખા પોતાના પતિને સંસારની વિનશ્વરતા તથા જીવનની ક્ષણભંગુરતાનો ઉપદેશ કરે છે તથા પરમાત્મચિન્તનમા પ્રેરે છે, તેના પરિણામે યુગબાહુ શાન્તિ પામી, સમાધિમરણ અનુભવી સ્વર્ગલોકમા સિધાવે છે. હવે આગળ ઉપર અમુક વિદ્યાધરની સહાયથી મદનરેખા નંદીશ્વરદ્વીપની યાત્રાએ જાય છે, અને ત્યાં વસતા કોઇ જૈનાચાર્ય સમક્ષ બેસીને ધર્મ સાભળે છે, તેવામા યુગબાહુ જે સ્વર્ગલોકમા દેવપદને પામેલ છે તે ત્યા આવી ચઢે છે, અને પૂર્વભવની સ્વસ્ત્રીને જૈનાચાર્ય સમીપ બેઠેલી જોતા, જૈનાચાર્યને પ્રથમ વંદન કરવાને બદલી સ્વસ્ત્રી મદનરેખાને વંદન કરે છે આવા અઘટિત આચરણથી ત્યા બેઠેલ વિદ્યાધર ચકિત થાય છે અને જૈનાચાર્યને આ બાબતમાં પ્રશ્ન પૂછે છે ત્યારે જૈનાચાર્ય તેના સંશયનું નિવારણ કરતા કહે છે કે, “આમા યુગબાહુદેવે કાંઇ પણ અઘટિત કર્યું છે એમ માનવાનું કારણ નથી જેનાથી પોતાને ધર્મપ્રાપ્તિ થઇ છે અને જે પોતાની સદ્ગતિનું નિમિત્ત બનેલ છે તેને જ પ્રથમ વંદન ઘટે છે.” સ્ત્રી હલકી એટલે પતિને કદી પણ નમનયોગ્ય થઇ ન

શકે એ વિચારનો આ દૃષ્ટાંતથી સર્વથા બહિષ્કાર થાય છે અને **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ।** એ ન્યાયપૂર્ણ સિદ્ધાન્તનું સચોટ રીતે સમર્થન થાય છે.

સતી થવાનો એટલે કે પતિ પાછળ બળી મરવાનો રિવાજ જૈન શાસ્ત્રથી સર્વથા અસંમત છે, અને તે માત્ર માનસિક નિર્બળતાનું પરિણામ હોઈને તેને 'આપઘાત'ની જ કોટિમા જૈન શાસ્ત્ર મૂકે છે. એક પણ જૈન સતી એવી નથી કે જેણે પતિમરણ પાછળ આવું આચરણ કર્યું હોય.

જ્ઞાનપ્રાપ્તિના વિષયમા સ્ત્રીઓને પૂર્ણ અધિકાર આપવામા આવ્યો છે તે બાબત, બ્રાહ્મણો જેમ વેદને સર્વ શાસ્ત્રોનું મૂળ ગણે છે તેમ જૈનોના ધર્મ શાસ્ત્રોના મૂળ સમાન ગણાતા આગમો વાંચવાની જૈન સાધ્વીઓને છૂટ આપી છે, તે ઉપરથી સમજી શકાય તેમ છે. અનેક જૈન શ્રેષ્ટીઓની પુત્રીઓના કળા વૈભવ તથા શાસ્ત્રપારંગતતાનાં સુંદર વર્ણનો જૈન કથાઓમા જ્યા ત્યાં દૃશ્યમાન થાય છે જયંતી અને ભગવાન મહાવીર વચ્ચેની પ્રશ્નપરંપરા સૌ કોઈને સુવિદિત છે. ભગવાન મહાવીરને અનેક વિદ્વાન તથા કેટલીક તો સર્વજ્ઞત્વને પામેલી સાધ્વી શિષ્યાઓ હતી તે વાત મશહૂર છે, એટલું જ નહિ પણ વર્તમાન સર્વ વિદ્યાઓનો મૂળ પ્રચાર પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને અક્ષરવિદ્યા આપીને તથા સુંદરીને અંકવિદ્યા આપીને કર્યો છે એ જૈનોમા પ્રચલિત માન્યતા એટલી જ ઉપયોગી તથા રહસ્યપૂર્ણ છે. સ્ત્રીશિક્ષણના વિરોધીઓને અથવા તો સ્ત્રીઓને બહુ સંકુચિત શિક્ષણ આપવાના પક્ષકારોને આ દૃષ્ટાંતમાંથી બહુ ધડો લેવા જેવું છે.

સ્ત્રીઓને કોઈ કોઈ બાબતમા તો પુરુષથી પણ ઉત્તમ પદવી આપેલી છે. સર્વ ધાર્મિક ક્રિયાઓમા સ્વસ્ત્રીને જમણું આસન આપવાની પદ્ધતિ જૈન દર્શને સ્વીકારી છે. આનું રહસ્ય વિચારવા લાયક છે.

લગ્ન સંબંધમા જૈન દર્શને આગળ પડતું પગલું ભર્યું છે. રજ-

સ્વલા થયા પહેલાં કન્યાને પરણાવી દેવાની સ્મૃતિકાર મનુ ભગવાનની આજ્ઞા શરીરશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ છે તથા બાળલગ્નાદિ અનેક હાનિકારક રિવાજોની મૂલક બનેલ છે. જૈન શાસ્ત્રમાં કન્યાની ઉંમર સંબંધી આવું કાંઇ પણ બંધન જોવામાં આવતું નથી. સ્નેહલગ્નનાં તેમજ વર્ણાન્તર લગ્નોના દ્ષ્ટાન્તો જૈન કથામાં કાંઇ થોડાં નથી, આવી બીજી ઘણી બાબતો નવું અજવાળું પાડે તેવી મળી શકે તેમ છે.

આ સર્વ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે જૈન દર્શનકારો સ્ત્રીઓની સંસારમાં શી પદવી હોઇ શકે તે વિષે વર્તમાન ભાવનાને સર્વાંશે સ્વીકારે છે. સમયના બળે તથા પરિસ્થિતિના બળે જૈન શાસ્ત્રકારોએ પણ સ્ત્રીઓ સંબંધી કેટલીક સાધારણ બાબતોમા અણઘટતા પ્રતિબંધો કર્યા છે અને પુરુષોને વિશેષ સ્વાતંત્ર્ય આપ્યું છે પણ ઉપરની સર્વ વાતો ઉપરથી એટલું તો ચોક્કસ છે કે જૈન ધર્મનું વલણ મૂળથી સ્ત્રીઓને અયોગ્ય બંધનોથી મુક્ત કરાવવા તરફ તથા સમાનતા સ્થાપવા તરફ રહેલું છે અને તે દિશામાં જૈન શાસ્ત્રકારો યથાશક્તિ પ્રયાસ કરતા આવ્યા છે. જૈન ધર્મનું રહસ્ય આ પ્રકારે વિચારતા જૈન સ્ત્રીઓની વર્તમાન હાલત ઉપર નજર ગયા વિના રહેતી નથી વર્તમાન વસ્તુસ્થિતિ તેથી તદ્દન વિપરીત છે. તે જોઇ કોઇ પણ સુજ્ઞ જૈન વિચારકને ખેદ થયા વિના રહે તેમ નથી. કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ તથા વિધવાબહુલતાનો અત્યારનો જમાનો ક્યાં અને દીર્ઘદૃષ્ટિ ધરાવતા અને સમયને અનુકૂળ ફેરફાર કરતા જૈન પૂર્વજોનો જમાનો ક્યા ? સ્ત્રીઓને અજ્ઞાનઅંધકારમા સદા સડવા દેવી એવો આગ્રહ ધરાવનાર કેટલાક આપણા બંધુઓ ક્યા અને બ્રાહ્મી, સુંદરી, ચંદનબાળા, સેણા, વેણા, રેણા, જયંતી આદિ સર્વ વિદ્યાસંપન્ન સન્નારીઓનો યુગ ક્યા ? જો કોઇ પણ ધર્મ સ્ત્રીઓને પરાધીનતામાથી મુક્ત કરવાના માર્ગમા તથા પુરુષ સમાન ઉન્નત પદે સ્થાપવામા સહાય કરે તેવો હોય તો તે જૈન ધર્મ જ છે અને તે ધર્મના જ અનુયાયીઓ આ વિષયમા અગ્રણી ન બનતાં હિંદુ ભાઇઓની પાછળ પાછળ ચાલે-અને તે પણ મંદતર

ગતિએ-એ જૈનોને ખરેખર શરમાવા જેવું છે આશા છે કે જૈનો આ વિષયમાં સ્વશાસ્ત્ર-રહસ્યને યથાર્થ રીતે સમજીને વિશેષ પ્રગતિમાન થશે અને સ્ત્રીજીવનના ભાવી ઉદ્ધારમા બહુ ઉપયોગી ભાગ ભજવશે *

૧૪-૮-૧૮

---

* આ લેખ આજથી ૩૫ વર્ષ પહેલાં લખાયો છે આ લેખમાં જૈન ધર્મ હિંદુ ધર્મથી સ્વતંત્ર અને અમુક બાબતોમા વિરોધી હોવાનો અભિપ્રાય વ્યક્ત કરવામા આવ્યો છે આ વિષે સંપાદકીય વક્તવ્યમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે તરફ નજર કરવા વાંચકોને વિનંતિ છે.

સંપાદક

# દીક્ષાનો કૂટ પ્રશ્ન

(નાની ઉંમરનાં બાળકોને દીક્ષા આપવાની તથા નાની કે મોટી ઉંમરની યોગ્ય કે અયોગ્ય વ્યક્તિઓને સંતાડી, ભગાડી દીક્ષા આપવાની પ્રવૃત્તિઓ કેટલાયે જૈન સાધુઓ ઘણા વખતથી કરતા આવ્યા છે. આજથી પચીસેક વર્ષ પૂર્વે એ પ્રવૃત્તિ નિર્બંધ ચાલવા લાગી ત્યારે જૈન સમાજના પ્રગતિશીલ યુવકવર્ગે એનો પ્રબળ વિરોધ કર્યો આ વરોધકાર્યમાંથી જ શ્રી પરમાનંદભાઈ જે સંસ્થાના ઉદ્ભવથી તે આજસુધી તેના પ્રાણસમા રહ્યા છે અને જેના મુખપત્ર 'પ્રબુદ્ધ જૈન'નું આજે ચૌદ વર્ષથી સંચાલન કરે છે તે શ્રી મુબઈ જૈન યુવક સંઘનો ઉદ્ભવ થયો એ પ્રબળ વિરોધને પરિણામે વડોદરા રાજ્યે બાળદીક્ષા પ્રતિબંધક ધારો પસાર કર્યો જૈન સાધુસમુદાય અને જૈનોનો સ્થિતિચુસ્ત વિભાગ આ ધારાનો વિરોધ કરતો આવ્યો છે. બાળકોને, અયોગ્ય માણસોને કે પોતે જેને ઇચ્છે તેને ગમે તે સમયે ને સંજોગોમા દીક્ષા આપવાના સાધુઓના અબાધિત અધિકાર ઉપર કોઇ પણ પ્રકારનુ નિયમન ન આવે એવી એ પક્ષની ઇચ્છા ને પ્રવૃત્તિ રહી છે. બીજી બાજુ જૈનોના પ્રગતિશીલ વિભાગની પ્રવૃત્તિ વડોદરાને ધોરણે આખા દેશમાં કાયદા થાય તેવો પ્રચાર કરવાની રહી છે. પ્રગતિશીલ વિચારની પ્રબળતા પ્રતિદિન વધતી રહી છે તેમ છતાં અયોગ્ય દીક્ષા સાવ અટકી નથી તા ૧૬–૧૦–૪૯ ના રોજ જયપુરમાં થનાર એક બાળદીક્ષાને પ્રસંગે ત્યાં બાળદીક્ષાવિરોધી સંમેલન પંડિત સુખલાલજીના અધ્યક્ષપદે

ભરવામા આવ્યું હતું. હજી હમણા જ ૧૯૫૨ ના માર્ચ માસમા ચૌદ વર્ષની એક છોકરીને મુબઇમા દીક્ષા આપવાની ગોઠવણ થતી હતી તેને અટકાવવામા આવી તે પ્રસંગનો એક લેખમાં ઉલ્લેખ આવે છે. શ્રી પરમાનંદભાઇના હવે પછી આવતા ત્રણ દીક્ષાવિષયક લેખોની ભૂમિકા આ છે. સંપાદક.)

દીક્ષાના કૂટ પ્રશ્ને એક વખત જૈન શ્વેતાબર મૂર્તિપૂજક સંપ્રદાયના સમસ્ત વિભાગને ક્ષુબ્ધ બનાવી મૂક્યો હતો આ પ્રશ્ન ઉપર ધીમે ધીમે બે પક્ષો વિકાસ પામ્યા હતા એક પક્ષ જૂના વિચાર અને વલણવાળો નાનાં-મોટા જે કોઇ દીક્ષા લેવા આવે તેને દીક્ષા આપીને જૈન સાધુઓની સંખ્યા જેમ બને તેમ વધારવાના આગ્રહવાળો હતો, જે 'શાસનપ્રેમી' પક્ષના નામથી ઓળખાવા લાગ્યો બીજો પક્ષ 'યુવક-પક્ષ'ના નામથી ઓળખાવા લાગ્યો કે જેનો વિરોધ શાસનપ્રેમી પક્ષના આક્ષેપ મુજબ દીક્ષાની શુભ પ્રવૃત્તિ સામે નહોતો પણ નાના બાળકોને માબાપથી વિખૂટા કરીને અથવા તો માબાપને લોભલાલચમા ફસાવીને દીક્ષા આપવાની જે પ્રક્રિયા ચાલી રહી હતી અથવા તો મોટી ઉંમરના પુરુષો બૈરીછોકરાને એકાએક રઝળતા મૂકીને દીક્ષા લઇ લેતા હતા અને આ બધા પ્રસંગોમા સાધુઓ સંઘની સંમતિ લેવાની કદી પણ પરવા જ કરતા નહોતા તે પ્રકારની 'અયોગ્ય દીક્ષા' સામે હતો એ આખી ચળવળનું મોટું પરિણામ વડોદરા રાજ્યે કરેલા બાળદીક્ષાની અટકાયત કરતા કાયદામા આવ્યું. એ ઉપરાત અયોગ્ય દીક્ષાના બનાવો આજે બહુ જૂજ બની રહ્યા છે એ પણ એ વખતની ઉગ્ર હીલચાલનું જ પરિણામ છે એમા કોઇથી ના કહી શકાય તેમ નથી. એ હીલચાલના આડકતરા પરિણામરૂપે સાધુસંસ્થાની પ્રતિષ્ઠા ઓછી થઈ અને કેટલાક વર્ગમા સાધુઓ વિષે એક પ્રકારનો અણગમો કેળવાયો એ પણ આજની પરિસ્થિતિ જે કોઇ જાણે છે તેણે સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી આમ છતા પણ શિકારી જેમ શિકારની શોધમા ફર્યા કરે તેમ કેટલાક સાધુઓની શિષ્ય વધારવાની લાલસા હજુ

એટલી ને એટલી તીવ્ર છે અને પરિણામે નાનાં છોકરાછોકરી મુંડાયાના કે લાયકાતનો કશો પણ વિચાર કરાયા સિવાય જે આવ્યું તેને દીક્ષા અપાયાના બનાવો અવારનવાર સંભળાયા જ કરે છે

બીજી બાજુએ શાસનપ્રેમી પક્ષને વડોદરાનો બાલદીક્ષાપ્રતિબંધક કાયદો કે જેનો હજુ સુધી એક પણ વખત અમલ કરવાનો પ્રસંગ આવ્યો નથી તે ખૂબ ખૂંચ્યા જ કરે છે અને તે કાયદો રદ કરાવવાની દૃષ્ટિએ કોઇ પણ પ્રસંગનો કે પરિસ્થિતિનો લાભ ઉઠાવવાનું તેઓ ચૂકતા નથી. તેઓ માને છે કે આ જાતનો કાયદો કરીને આપણા ધર્મની બાબતમાં ગાયકવાડ સરકારે હસ્તક્ષેપ કર્યો છે જે કોઇ પણ ધર્મપ્રેમી માણસ કોઇ કાળે સહન કરી શકે જ નહિ. તે માટે તે કાયદો પહેલી તકે રદ થવો જ જોઇએ

સર્વસ્વત્યાગી, આત્મોન્નતિ કરતા અને સાથે સાથે જગકલ્યાણ સાધતા સાચા સાધુઓની જરૂરિયાત કે ઉપયોગિતા વિષે બે મત છે જ નહિ આવા સાધુઓ જગતને ખરેખર આશીર્વાદ સમાન હોય છે. જગત આજ સુધી ટકયુ છે કે આગળ વધ્યુ છે તે આવા સન્ત સાધુપુરુષોને જ આભારી છે તેથી સામાન્ય વિચારે કોઇ પણ વ્યક્તિ સંસારનો સ્વાર્થ-પરાયણ વ્યવહાર છોડીને આત્મસાધનાના માર્ગે વિચરવાને પ્રવૃત્ત થાય એ આવકારપાત્ર જ લેખાવું જોઇએ.

પણ વાસ્તવિક દુનિયાની વાસ્તવિક પરિસ્થિતિના રૂપરંગ, આજની સાધુસંસ્થાનું સ્વરૂપ, કેટલાયે સાધુ નામ ધરાવતા છતા સાધુત્વવિહોણા સાધુઓની શિષ્યો વધારવાની ઘેલછા અને તેના અંગે ઉપજતા અનેક અનર્થો ધ્યાનમા લેતાં કોણ કોને દીક્ષા જેવા આજીવન વ્રતથી કેવા સંયોગોમાં બાંધી શકે એ સંબંધમા સામાજિક સ્વાસ્થ્યની દૃષ્ટિએ અનેક બાબતોનો વિચાર કર્યા સિવાય ચાલે તેમ નથી

પ્રથમ તો દીક્ષા લેનારની યોગ્યતાનો પ્રશ્ન વિચારવો જોઇએ. દીક્ષાવ્રત પરિપક્વ વૈરાગ્યની સૌથી પ્રથમ અપેક્ષા રાખે છે. આ દૃષ્ટિએ

કાચી ઉંમરના બાળકો અથવા તો ભૂખમરો કે અસહાયતાના કારણે દીક્ષા લેવાને ઉધુક્ત થયેલા સ્ત્રીપુરુષો ભાગવતી દીક્ષા અંગીકાર કરવા માટે કેવળ અયોગ્ય ઠરે છે. આવી જ રીતે કોઈ પણ સાંસારિક આફતના કારણે એકાએક ઊછળી આવેલી વૈરાગ્યોર્મિવાળા માણસો પણ પરિપક્વ વૈરાગ્યવાળા ન જ ગણાય અને તેથી આવા લોકોને તુરતાતુરત દીક્ષા આપી દેવાની પ્રવૃત્તિ પણ કોઈ રીતે ઉચિત ગણી ન શકાય દીક્ષા ભારે ગંભીર જવાબદારીભર્યું અને આખી જિન્દગી સુધી નભાવવાનું અતિ કષ્ટમય વ્રત છે એ વ્રતની કઠિનતા અને ગંભીરતા દીક્ષા લેનારની પૂર્વ તૈયારીના પ્રશ્નને વધારે અગત્યનો બનાવે છે. દીક્ષા લઇને લજવે એને બદલે દીક્ષા ન લે તે વધારે સારું એવી સર્વસ્વીકૃત માન્યતા છે આમ હોવા છતાં પણ આજે અપાતી દીક્ષામા પૂર્વ તૈયારીનો તો કોઇ વિચાર જ કરતું નથી કેટલાક શિષ્યલોભને વશ થઇને આવે તેને મૂંડી નાખવાની વૃત્તિ સેવે છે તો કેટલાક એવી ભ્રમણા સેવે છે કે વૈરાગ્યનો આવેગ જેને આવ્યો તેને જલદીથી દીક્ષા આપી દેવામા જ તેનું કલ્યાણ છે, કારણ કે એ આવેગ ઊતરી ગયો એટલે પાછો એ બિચારો જીવ સંસારની જાળજંજાળમા ડૂબી જ જવાનો અને ભોગની લાલસાનો ગુલામ બની જવાનો આ પ્રકારની ભ્રમણાને વશ થઇને જે દીક્ષા માગતો આવ્યો તેની પૂર્વ તૈયારીનો વિચાર કરવાની દીક્ષા આપનાર કેટલાક સાધુઓ જરા પણ જરૂર જોતા નથી. દીક્ષા એ જીવનનું મૌલિક પરિવર્તન છે, એ કાઇ લડાઇમા લડવા જવા માટે ઉત્તેજાયેલો ક્ષણજીવી જુસ્સો નથી એ સંગીન અને જીવનના અન્ત સુધી એક સરખી રીતે ટકી રહે તેવો માનસિક, વાચિક અને કાયિક ત્યાગમાર્ગ છે અને તેવો ત્યાગ મર્મવ્યાપી ઊંડા વૈરાગ્ય વિના કદી ટકી શકતો જ નથી આવી યોગ્યતા દીક્ષા લેનારમા છે કે નહિ તે પોતા માટે તેમ જ સમાજ માટે નિર્ણીત કરવાને અર્થે દીક્ષા લેવાને તત્પર થયેલાએ દીક્ષા લીધા પહેલા બે ત્રણ વર્ષ સુધી દીક્ષિત જેવુ વ્રતપચ્ચખ્ખાણપરાયણ ત્યાગી જીવન ગાળીને પોતાની યોગ્યતા સિદ્ધ કરી બતાવવાની ખાસ જરૂર રહે છે. આ ગાળામાં

ધર્મશાસ્ત્રોનું સંગીન અધ્યયન પણ દીક્ષાના ઉમેદવારે કરવાનું રહે છે. દીક્ષિત સાધુ સમાજમાં વંદનયોગ્ય પ્રતિષ્ઠા પામે છે. આ વંદનયોગ્યતા માત્ર વેશપરિવર્તનથી આવતી નથી, પણ એ સામાન્ય માનવીની સરખામણીએ દીક્ષા લેનારમાં મહત્ત્વના અન્તરપલટાની અપેક્ષા રાખે છે. આ અન્તરપલટો પણ દીક્ષા લેનારની પૂર્વ તૈયારી સાથે જ ગાઢ સંબંધ ધરાવે છે. દીક્ષા લેનાર સશક્ત અને બુદ્ધિશાળી હોવો જોઇએ; તો જ તે દીક્ષા જેવું કઠિન વ્રત પાળી શકે અને તેને માટે સમાજને આદરભાવ આવી શકે. આજે તો જેમ ખોડાં ઢોર નિભાવવાને પાંજરાપોળો ઊભી કરવામાં આવે છે તેમ જ આજના નિર્માલ્ય અને બુદ્ધિજડ સાધુઓનાં વૃંદો નિહાળીને સાધુસંસ્થા માણસોની જાણે કે પાજરાપોળો જ ન હોય એવો આપણને ભાસ થઇ આવે છે।

દીક્ષા લેનારની યોગ્યતાનો વિચાર કરતા એક બીજી પણ અતિ અગત્યની બાબત વિચારી લેવાની રહે છે. દીક્ષા જેમ નિર્માલ્ય જનોને પેટ ભરવાની સગવડ આપનારી સંસ્થા નથી તેવી જ રીતે માથે ઊભેલી જવાબદારીઓને ઠેલીને જ્યાં કોઇ પૂછી શકે નહિ અને કોઈ બોલાવી શકે નહિ એવી સામાજિક સગવડ કરી આપવી એવો પણ આ દીક્ષા-પ્રવૃત્તિના પ્રયોજકોનો હેતુ ન જ હોઇ શકે કોઇ પણ ઉદાત્ત આદર્શ કે ધ્યેય પાછળ જીવનની સર્વ શકિતઓ એકત્ર કરવાનો કે જરૂર પડયે પોતાના સર્વસ્વનો ભોગ આપવાનો દરેક માનવીને સ્વાભાવિક હક્ક છે. માણસ સંયોગોને આધીન પ્રાણી છે એમ છતા સર્વ કાળે સંયોગોની અધીનતા સ્વીકારીને જ માણસે ચાલવું જોઇએ એવી ગુલામી સ્વીકારીને માણસે જન્મ લીધો નથી સંયોગો ઉપર સ્વારી કરીને ચાલવામા જ સાચો પુરુષાર્થ રહેલો છે. પણ આનો અર્થ કોઇ એમ ન કરે કે તરંગ કે ધૂન આવી કે માણસ પોતાના સર્વ જવાબદારી અને તેના અંગે ઉપસ્થિત થતા સર્વ કર્તવ્યધર્મો ફંગોળીને ચાલતો થઇ શકે છે. અન્ય માર્ગે જવાનો નિર્ણય કરતાં પહેલા પોતાના માથા ઉપરની જવાબદારીનો વ્યાજબી અને વ્યવહારુ નિકાલ માણસે કરવો જ રહ્યો અને તે માટે અન્ય

માર્ગે જવામા જેટલો વિલંબ જરૂરી લાગે તે માણસે સ્વીકારવો જ રહ્યો. આનો અર્થ એ થયો કે બૈરીછોકરાને રઝળાવીને દીક્ષા લેનાર પોતાને પ્રાપ્ત ધર્મની ઉપેક્ષા કરે છે અને અન્યના સુખદુઃખની બેપરવાઇ કરીને દીક્ષા લેવામા કેવળ પોતાના જ સુખસગવડ શોધે છે આ દીક્ષા પાછળ કશો પણ પરમાર્થ નથી પણ કેવળ સ્વાર્થ છે જે ગૃહસ્થધર્મની જવાબદારી અદા કરી શક્યો નથી તે શ્રમણધર્મની જવાબદારીઓનું યોગ્ય વહન શી રીતે કરી શકશે એ પણ એક પ્રશ્ન રહે છે. આવો ગૃહત્યાગ કેવળ ધાર્મિક બનાવ નથી પણ સામાજિક બનાવ છે, અને સમાજને આવા ઉચ્છૃંખલ ગૃહત્યાગ આડે નિયંત્રણો મૂકવાનો સંપૂર્ણ હક્ક છે. રાજ્યે પણ આ બાબતમા ઉચિત શાસન કરવું જ જોઇએ

કોઇ એમ કહેશે કે એક બાજુથી તમે એમ કહો છો કે પોતપોતાના આદર્શ મુજબ માણસને જીવન ઘડવાનો સંપૂર્ણ અધિકાર છે અને બીજી બાજુથી આ કારણે કરવામા આવતા ગૃહત્યાગનો તમે વિરોધ કરો છો આ તો પરસ્પર વિરોધી વાત થઇ પણ વસ્તુત. એમ નથી મારો વિરોધ ખાસ કરીને ધૂન આવતા ઘર છોડીને ભાગનાર સામે છે જેનામાં સાચો વૈરાગ્ય ઊગેલો છે, જેનો સાંસારિક વિષયોમાથી ખરેખર રસરાગ ઊડી ગયો છે તે બહુ લાંબો વખત કુટુંબવર્તુળમા પુરાઇને રહી શકતો જ નથી પોતાના માથા ઉપરની જવાબદારીઓનો મહેનતમજૂરી તેમ જ અન્ય સ્નેહીજનોના અવલંબનથી તે કાંઇ ને કાંઈ નિકાલ થોડા વખતમાં લાવી શકે છે વળી તેની કુટુંબજીવન વિષેની નીરસતા અન્ય કુટુંબીઓમાં કાળાન્તરે પ્રત્યાઘાતી નીરસતા નીપજાવ્યા વિના રહેતી નથી અને એ રીતે અન્ય સ્વજનોની સંપૂર્ણ અનુમતિ સાથે પોતાના માર્ગે તે વિદાય લઇ શકે છે બીજો એ વિચાર પણ ધ્યાનમા લેવા જેવો છે કે અલબત ત્યાગી સાધુજીવનમા આત્મસાધનાની કેટલીક સરળતા છે એમ છતા પણ વેશપલટામા અને ઔપચારિક વિધિઓ વડે કરાયેલા સંસારત્યાગમા જ આત્મસાધના શક્ય છે અને અન્યથા તેવી સાધના શક્ય નથી એ વિચાર કેવળ ભ્રમણામૂલક છે સંસારમા રહીને ધર્મ સાધવાની કાયરતાના કારણે જ

માણસ ઘણી વખત સાધુ થવાને લોભાય છે. ગૃહસ્થ જીવનમાં ઉત્કૃષ્ટ સાધુત્વની સાધના એ એક વીરોચિત પુરુષાર્થ છે. પણ આ ચર્ચા અહીં આપણને વિષયાન્તર કરાવે છે. અત્યાર સુધીમાં કોણે કેવા સંયોગોમાં દીક્ષા લેવી યોગ્ય છે તે પ્રશ્નની કેટલીક બાજુઓ આપણે વિચારી તેનો સાર નીચે મુજબ છે:

દીક્ષા તે જ લઈ શકે અને તેને જ અપાવી જોઇએ,

(૧) જેનું ચિત્ત પરિપક્વ વૈરાગ્યથી રંગાયેલું હોય;
(૨) જેની ઉંમર દીક્ષાને યોગ્ય હોય;
(૩) જેનામા દીક્ષા જેવુ કઠિન વ્રત પાળવા માટે સર્વ પ્રકારે યોગ્યતા હોય;
(૪) જેની દીક્ષા લેવા માટે પૂર્ણ તૈયારી હોય અને જેને તે માટે બે ત્રણ વર્ષની તાલીમ હોય
(૫) જે સાંસારિક જીવનને લગતી જવાબદારીઓથી મુક્ત થયો હોય; અથવા તો પોતાનાં કુટુંબીજનોને સંતોષ થાય એવી રીતે જેણુ પોતાની જવાબદારીઓને પહોચી વળવાની યોગ્ય વ્યવસ્થા કરી હોય.

આ તો દીક્ષા લેનારની યોગ્યતાની વાત થઇ. પણ જ્યાં સુધી ઉપર મુજબની યોગ્યતાની ચોકસાઇ કરવાની વ્યવસ્થા કરવામાં ન આવે, ત્યા સુધી શિષ્યપરિગ્રહ બને તેટલો વધારવો એ જ જ્યાં આજના સાધુઓનું એકાન્ત લક્ષ્ય જોવામા આવે છે ત્યા યોગ્યતાની સઘળી વાતો અદ્ધર જ રહી જવાની અને આજે જે પ્રકારની અવ્યવસ્થા ચાલે છે તે પ્રકારની અવ્યવસ્થા ચાલ્યા જ કરવાની. ઉપર મુજબના યોગ્ય ઉમેદવારને જ દીક્ષા આપવામાં આવે તે માટે ઉમેદવારના નિકટવર્તી સંબંધીજનોનો તેમ જ જે ગામ યા શહેરના સંઘનો તે સભ્ય હોય તે ગામ યા શહેરના સંઘનો અનુમતિપત્ર દીક્ષા આપનારે મેળવવો જોઇએ. તે ઉપરાત જે ગામ યા શહેરમાં દીક્ષા આપવાની હોય તે ગામ યા શહેરના સંઘની પણ અનુમતિ મેળવીને દીક્ષા આપનાર ગુરુએ દીક્ષાના